# રૂક્મણી નાટક

અથવા

હિંદુઓમાં ચાલતા નઠારા ચાલોનો
આબેહુબ ચિતાર.

૨૩૯૦

म. ज. अ. कृत.

છપાવી પ્રગટ કરનાર

સંતોકરામ જુગતરામ.
પાળીયાદ.



અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુ૦ પ્રી૦ અને ન૦ એ૦ કં૦
ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સને ૧૮૮૫. (રિપન સં. ૫) સં. ૧૯૪૧.

મુલ્ય ૬ આના.

૨૩૯૦

# રૂક્ષમણી નાટક.

અથવા

હિંદુઓમાં ચાલતા નઠારા ચાલોનો આબેહુબ ચિતાર.

મ. જ. અ. કૃત.

છપાવી પ્રગટ કરનાર

સંતોકરામ જુગતરામ.

પાળીઆદ.

અમદાવાદ.

યુનાઇટેડ પ્રી૦ અને જ૦ એ૦ કું૦ 'લિમિટેડ' ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૧ (રિપન સંવત ૫) સન ૧૮૮૫

કિંમત ૬ આના.

તમે સ્વદેશીઓનું હિત ચાહો છો તથા તે-

ઓનાંમાં પસરેલ ખરાબ ચાલોને

જડ મૂળથી કાઢી નાખવા

પ્રયત્ન કરો છો તેથી,

મારા સુધારાના સાથી સદ્‌મિત્રો!

આ પુસ્તક

તમોનેજ અર્પણ કરૂં છું.

મ. જ. અ.

# પ્રસ્તાવના.

જેમ ઉદય પછી અસ્ત અને અસ્ત પછી ઉદય થાયછે, તેમ આપણા એકવખત મહાનકીર્તિને પામેલા-પૃથ્વીપર-પંકાઈ નીકળેલા-પૈસાથી ભરપૂર સ્વદેશ-ભરતખંડનો સૂર્ય કેટલાંક વર્ષ થયાં અસ્ત પામી ગયોછે. ભારતભૂમીનાપુત્રો કૃષ્ણ પક્ષની ભયાનક રાત્રીમાં વેહેમ, બાળલગ્ન, શક્તિઉપરાંત કારજવરા વગેરે દુષ્ટ ચાલોરૂપી અઘોર જંગલોમાં અથડાઈ મુવાછે; અને હજી તેમાંથી બહાર નીકળવાને શક્તિવાન થયાનથી;તોપણ પરનકૃપાળુ પરમેશ્વરના પ્રતાપથી જ્ઞાન-સૂર્યોદયે દેખાવ આપ્યોછે, તેથી જરાજરા અજવાળું થયુંછે, અને ઘણીજ બારીક નજરવાળા સખ્સોએ ખરો રસ્તોજોયો છે. પણબધા લોકોને તે રસ્તો નજરે પડે એટલું અજવાળું થયું નથી. આ મંદ નજરના માણસોમાંના કેટલાક જરા વધારે ઉજાસ થાયતો તરત દેખીશકે તેવાછે; પણ ઘણાજણ ટુંકી દૃષ્ટીવાળા હોવાથી આવાં ઝાખાં અજવાળામાં જોઈ શકે તેમ નથી;તોપણ જેમજેમ સૂર્ય પ્રકાશનો વખત નજીક આવતો જશે તેમતેમ તેઓ પણ જોઈ શકશે.

આ અઘોર જંગલોમાંથી બાહાર નીકળવાનો સમયપાસે આવ્યોછે, એમજાણી, જેટલા માણસોને તેનો રસ્તો સુઝયો છે તેઓએ બીજા લોકોને તેમની સાથેજ કાહાડવાંજોઈએ. તેટલા વાસ્તે જે પ્રયત્નો કરવાપડે તેમાં આલઘુ પુસ્તક તેઓને મદદ કરશે એમધારી મેં બહાર પાડેલુંછે.

પુસ્તક ઘણીજ ટુંક મુદતમાં લખાએલછે તેમજ મારો પ્રથમ પ્રયત્નછે, તેથી તેમાં ઘણી ભૂલો હશે તે વિદ્વાનો દરગુજર કરશે.

મારે પીંગળનો જરા પણ અભ્યાસ નથી તેથી કવિતામાં જે ચુકો હોય તેની માફી માગુછું. મ.જ.અ.

## પાત્ર.

અનંતરાય......... ..અમદાવાદનો એક ભણેલ ગૃહસ્થબ્રાહ્મણ

કમળાગવરી.........તેની સ્ત્રી.

રૂક્ષ્મણી........... તેની પુત્રી.

ચંચળ .............રૂક્ષ્મણીની ગોઠીઅણ.

મંછા ............. ચંચળની નણંદ.

પ્રેમકુંવર } ......કમળાગવરીની પડોશણો.
અંબાકુંવર }

નવનિધરાય . ......વડોદરાનો ગરીબ બ્રાહ્મણ.

ચંપાગવરી ........તેની સ્ત્રી.

યશવંતરાય ...... તેનો પુત્ર.

મહાલક્ષ્મી ........તેની પુત્રી.

માનશંકર...... .....ગોર (અનંતરાયનો.)

મહાસુખરામ ... ...શુક્લ

પ્રતાપરાય...........અમદાવાદનો એક ભણેલ ગૃહસ્થ

ગુલાબરાય .........તેનો મિત્ર.

જેસંગ..............તેનો નોકર.

જોશી, જતી, વૈદ,નાતના શેઠીઆ,પટાવાળો વગેરે વગેરે—

૨૩૯૦

# રૂક્ષ્મણીનાટક.

અથવા.

હિંદુઓમાં ચાલતા નઠારા ચાલોનો આબેહુબ ચિતાર.

---

## મંગળા ચરણ.

સૂત્રધાર.

ગીતિવૃત્ત

પ્રથમ પ્રણામ કરીને, આરાધું હે વિશ્વનાથ તુજને;
ગ્રંથ પૂર્ણ કરવામાં, ધરવા હિમ્મત દે ગતિતું મુજને. ૧

વિદુષક—("દે તું મુજને" એ શબ્દો સાંભળીને બહાર આવે છે) શું માગે છે! જે જોઈએ તે લે હું તને આપું.

સુત્ર૦—તું કોણ છે?

વિદુ૦—જે તું માગે છે તે આપનાર.

સુત્ર૦—હુંતો પ્રભુની પાસે અરજ કરૂંછું કે મને મારા કામમાં સારી બુદ્ધિ આપે.

વિદુ૦—હું પણ તારી બુદ્ધિ સારી થાય એટલા માટે તને ભણાવવા આવ્યોછું અને તેથી પ્રભુએજ મને મોકલ્યો છે એમ જાણી મારા પુજા કર.

સુત્ર૦—તને "પ્રભુ" એ શબ્દનો ઉચ્ચાર પણ આવડતો

નથી ત્યારે તું મને શું ભણાવશે તેની મને સમઝ પડતીનથી.

વિદુ૦—સાંભળ, હું તને એક એકડો ભણાવીશ, કક્કો ભણાવીશ, એ, બી, સી, ભણાવીશ, ઉવન, ટુ, થ્રી, ગો ડેમ યી

સુત્ર૦—શાબાશરે! મારા સુત્તગુરૂ,! તમે મને ભણાવતાં પહેલાંજ જે જ્ઞાન બતાવ્યું તે બસ છે.

વિદુ૦—તારે ભણવું નથી તો પત્યું. પણ કહેતો ખરો કે તેં શું કામ કરવા માંડયું છે જે ત્મારી બુદ્ધિ મળવા અરજ કરે છે.

સુત્ર૦—મેં રૂક્ષ્મણી નાટક ભજવી બતાવવા વિચાર કર્યો છે.

વિદુ૦—વારૂ, તેમાં શું કૃષ્ણે રૂક્ષ્મણીને દુઃખ દીધું તેનું વર્ણન આવશે?

સુત્ર૦—બરોબર તેમજ તો નહીં, પણ કૃષ્ણ (અંધારૂં) ને પડખે રહી, આપણ હિંદુ લોકો બીચારી રૂક્ષ્મણી(સ્ત્રી) ઓને કેવા દુઃખના ખાડામાં નાખે છે તે બાબત આવશે.

વિદુ૦—ઠીક, ઠીક, આમાંતો હસવાનું અને રડવાનું બેઉ થશે કેમ?

સુત્ર૦—પેહેલાં રડવાનું અને પછીથી હસવાનું. કહેભાઈ તું કાંઈ મદદ કરશે?

વિદુ૦—હું તો એટલી મદદ આપું, કે હસતાને રડાવું અને રડતાને હસાવું.

સુત્ર૦—ત્યારે તુ આજ અહીંજ રહે.

વિદુ૦—નારે ભાઈ, પેલા નરોતમ ભટનો છૈયો મરી ગ-યો છે તેના શ્મશાનીઆ લાડુ જમાડે છે ત્યાં જતો હતો, પણ આતો લોકોનો ઘોંઘાટ સાંભળી જાણ્યું, જે અહીંજ જમવાનું હશે તેથી આવ્યો હતો, પણ અહીંતો જમવાના ફ્ફા અને "ભાઈ મ-દ-દ-ક-ર-શે.!"

સુત્ર૦—મને સારી રીતે મદદ કરે તો તને હમેશાં લાડુ મળે એવો બંદોબસ્ત કરી આપું.

વિદુ૦—હમેશાં? હમેશાં? લાડુ? ક્યાંથી? કેહેતો ખરો.?

સુત્ર૦—જો ભાઈ વિધવાનાં પુનર્લગ્ન કરવાનો રૂડો ચાલ શરૂ થાય, તો દરેક વિધવાને ઘરેથી વારાફરતી તને મોદક આપવાનો બંદોબસ્ત મારે કરી આપવો.

વિદુ૦—વાહરે! હું જેમ મોદકની લાલચથી રહુંછું, તેમ તારે પણ કંઈ સ્વાર્થ હશે ખરો?

સુત્ર૦—મારે તો સ્વાર્થ એટલો કે જો બાળલગ્નનો ચાલ અટકે તો માણસની ઉમર, અક્કલ, હુંશીઆરી વગેરેમાં વધારો થાય, તેથી હિંદુભાઇઓ વિદ્યાની વૃદ્ધિને પામે, અ-ને તેથી આખરે મારા સ્વદેશને ફાયદો થાય એટલે મને પણ ખરોજ તો. વિધવા વિવાહનો ચાલ શરૂ થાય, તો લા-ખોના કુળને કલંક ચડે છે તે ના ચડે, હજારો બાળહત્યા થતી અટકે, વસ્તીમાં વધારો થાય, તેથી હુન્નર પણ વધે, અને આખરે મારા દેશને એટલે મને ફાયદો મળે.

વિદુ૦—તું તો કોઈ હાતમ બિનતાઈ દેખાય છે, પણ

આપણે તો તેવા નથી, આપણે તો સ્વાર્થ હશે તો કામ કરીશું.

સુત્ર૦—હું એકલો નહીં પણ હાલના સુધારાના સાથીમાંના ઘણાખરા બધા હાતમતાઈ જેવા છે. તેથી તે કામ થોડા રોજમાં પાર પડશે.

વિદુ૦—ઠીક છે, ત્યારે ચાલવા દે. (જાયછે.)



# अंक २ लो.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—અનંતરાયનું શયનગૃહ.

અનંતરાય અને કમળાગવરી.

કમળા—સાંભળો છો કે, તમારે તો સવારના દશ વાગ્યા એટલે ગયા તે સાંજે ઘેર આવવું, ઘરની કાંઈ ફીકર છે?

અનંત૦—તારે જે જોઇએ તે મંગાવી આપું છું, પછી બીજી શી ફીકર રાખવી હતી?

કમળા—આજ બપોરે તમારી પેલી ભોજાઈ જેકોર કહેતી હતી જે "રાંડ વાંઝણી છોને ડાહીંડાહી વાતો કરે, અને પૈસાનો મદ રાખે, પણ તેના પૈસા પાછળથી ખાશે કોણ?" મારાથી વાંઝીઆમેણું હવે સહન થતું નથી.

અનંત૦—એતો પરમેશ્વરને હાથ બાજી, તેમાં આપણે

શું કરીએ? જેણે આટલો પૈસો આપ્યો છે તેનેજ તે પૈસો ભોગવનાર પેદા કરવાની ફીકર હશે. આપણે શા વાસ્તે ફીકર રાખવી?

**કમળા**—થયું, જ્યારે કહીએ ત્યારે "પ્રભુના હાથમાં છે" કહીને બેઠા. આજ દીવસ સુધીતો હું પણ જાણતી જે ઠીકજ છે; હજી ઘણા દીવસ છે, પણ એમ કરતાં તો ચાળીશ થયાં, તેથી હવે તો કાંઈ ઉપાય કર્યા વગર નહીં ચાલે. આજેજ મારી વિજીયા બેન કહેતી હતી કે તેની પડોસણ ગંગાએ અંબાજીની આખડી રાખી અને પેલી હનુમાનની પોળવાળા જોશીએ કહ્યું તે પ્રમાણે કર્યું તેથી તેને વિષ્ણુના અવતાર જેવો છૈયો થયો; તેથી મેંતો અંબામાને સવાપાંચ રૂપીઆનો થાળ કરવાની અને કરૂં નહીં ત્યાં સુધી દુધ નહીં ખાવાની આખડી રાખી છે; અને આવતી કાલે જોશી પાસે જઈ તે કહે તેમ કરવા નક્કી કર્યું છે.

**અનંત૦**—રાંડોના વેહેમજ એવા છે. જો જોશીઓ છોકરાં આપતા હોત તો તેમનામાંથી કોઈ પણ વાંઝીઆ રેહેતજ નહીં.

**કમળા**—તમે "સુધારાવાળા," તે કોઈને માનો નહીં, પણ આ જોશીતો ચમત્કારી પુરૂષ છે; માટે કહુંછું તે કર્યા વગર નહીં ચાલે, પછી હા કહો કે ના કહો.

**અનંત૦**—મારે એવા ઢોંગ કરવા નથી; પરમેશ્વરને ગમશે તે કરશે.

કમળા—"પરમેશ્વરને ગમશે તે કરશે" એમ કહી આજ દીવસ સુધી બેસી રહી. ત્યારેજ વાંઝણી કેહેવાઈતો? વાસ્તે મારેતો પેલા જોશી તેજ પરમેશ્વર એમ જાણી તેમના કહેવા પ્રમાણે કરવું, કરવું અને કરવું, જો હવે ના કહેશો તો થશે જોયા જેવું. વાસ્તે રકઝક નહીં કરતાં હા કહો એટલે પત્યું.

અનંત૦—મરો રાંડો, લ્યો પથ્થર, ફોડો માથું અને કાહાડો રાતું.

(પડખું ફેરવી સુઇ જાય છે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કમળાગવરીનું ઘર.

### કમળાગવરી, પ્રેમકુંવર અને અંબાકુંવર.

પ્રેમ૦—કેમ કમળાબા, શું કરોછો?

કમળા૦—આવો બેન, હમણાંજ નવેણમાંથી બાહાર નીકળી; તમારે ઠીક કે છોકરાં છૈયાં હાજર તે જે કહો તે તરત લાવી આપે, અમારે કંઈ તેમ છે? જે કરવું તે બધું પોતાને હાથે.

અંબા૦—મારી બાઈ તમને તો કહીએ તે માનો નહીં, પણ પેલી હનુમાનની પોળમાં એક જોશી રેહેછે તેણે મારા બેન ગંગાને એક છૈયો આપ્યો.

કમળા૦—મારી વિજીયા બેન મને કાલેજ કેહેતી હતા, અને આજ તો મેં પણ ત્યાં જઈ પુછવાનો વિચાર રાખ્યો છે, એમણે પણ હા કહી છે.

પ્રેમ૦—બેન, મારી બેનની છોડીને ભૂત વળગ્યું હતું, તે પણ તે જોશીએ કંઈ બતાવ્યું તેમ કર્યું તેથી નીકળ્યું. એ જોશીતો ઘણોજ હુંશિયાર છે. કમળાબા, તમે જો તેના પાસે જશો તો તમારૂં પણ કામ થઈ ગયું એમ નક્કી જાણજો; હજારો માણસો ત્યાં જાય છે.

કમળા૦—મેં પણ તેમજ ધાર્યું છે અને હમણાજ જવાનું કરતી હતી તેટલામાં તમે આવ્યાં. તમે મારી સાથે ચાલશો!

અંબા૦—હાવે, ચાલોને બેન, પ્રભુ તમને સારા દાહાડા દેખાડે. એ દીવસ ક્યારે જોવાનાં.

(જાય છે.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—જોશીરાજનું ઘર.

### જોશી, કમળા, અને અંબા.

જોશી૦—(કમળા તથા અંબાને જોઈને) આવો બાઈઓ, બેસો, શું છે તમારે?

અંબા—આ અમારી બેન કમળાને ચાળીસ વર્ષ થયાં

પણ પ્રભુએ હજી સારા દીવસ આપ્યા નહીં, તેથી અમને વેહેમ રહેછે કે રખે તેને કાંઈ આડું હોય.

જોશી૦—(પાટલાપર ધુળ નાખી લીંટા તાણી કુંડળી કરી. મકર, કુંભ, મીન, મેષ એમ કહી આંગળીના વેઢાં ગણી,) જુઓ બાઈઓ એને પિતૃ નડતર છે, આઠમે મંગળ છે, તે નડેછે, માટે લાલ અનાજ (ઘઉં) લાલ કપડું, લાલ સિક્કો (પૈસો) એટલું દાન કરો, આઠ મંગળવાર એક વખત ખાઓ, અને સોળ બ્રાહ્મણને જમાડો એટલે થયું.

ગુ ૧ | ૩ | ૧૨ | ૨ | ૪ બુ | ૧૧ | ૫ રા | ૮ શ ર મં | ૧૦ | ૬ | કે ૯ | ૭

વિદુ૦—કમળાબા, સોળ બ્રાહ્મણ જમાડવા, તે દર મંગળવારે બબે જમાડવા, એક હું અને બીજા જોશી, એટલે તમારા આઠ મંગળ પુરા થશે ત્યાં સોળ બ્રાહ્મણ પુરા થશે.

કમળા—વારૂ બાપજી, તે પ્રમાણે હું ખુશીથી કરીશ, વધારે હોયતો પણ કેહેશો.

જોશી૦—ના, એટલું કરો એટલે થયું, કરશે પ્રભુ તો બધાં સારાંવાનાં થશે.

વિદુ૦—આટલુંતો કરો, પછી પ્રભુ બીજી અડચણ લાવશે; ક્યાં વચ્ચેથી ગયો છે?

અંબા—બાપજી, તમારાથી તો ઘણાંએ સારાં થયાંછે અને જો અમારી બેનને થશેતો તમને ખુશી કરીશું. માહારાજ હવે રજા લઇશું.

(જાય છે.)



# પ્રવેશ ૪ થો.

## સ્થળ—અનંતરાયનું ઘર.

### અનંતરાય અને કમળાગવરી.

કમળા૦—તમારૂં દિલ મોટી મોટી વાતોમાંજ, બાકી બીજું છોને ધુળ મળતું. મરશો ત્યારે કુતરાએ નહીં ખાય.

અનંત૦—રાંડની જીભ વધી દેખાય છે, પ્રભુનું કરવું તેમાં આપણે શું ?

કમળા૦—નંદગવરી કેહેતી હતીકે, ગ્નાનવિજય જતિ છોકરાં આપે છે, માટે મારે તો ત્યાં જવા વિચાર છે. ખરચતો થશે, અને કર્યા વગર પણ નહીં ચાલે, પૈસાને શું પુળો મુકવો છે.

અનંત૦—જોશીમાંથી લાડવો કાઢ્યો ! હવે કાઢ જતીમાંથી. રાંડની મતિજ ઉંધી, એક સમજાવે એક, તો બીજી ભરાવે બીજું.

કમળા૦—અમારી મતિ તો ઉંધી કે ગમે તેમ હોય, પણ કર્યા વગર નહીં ચાલે, તમારા મનને મળતી આવે

એવી પરણવી હતી એટલે બળતરા થાત નહીં અને મુએ-
થો વાંઝીઆ મરત, મારે કંઈ વાંઝણી રેહેવું નથી તો; તેથી
ગમે તે કેહેશો પણ પેલા જતિ પાસે જઈ ઉપાય કરાવીશ.

વિદુ૦—પહેલાં ધણી મરે, પછી બૈરી છોકરાં જણે એ
વાત કમળાબાથી બને.

અનંત૦—જેવું જોશીએ કર્યું, તેવું જતિ કરશે.

કમળા૦—તમને ડાહ્યલું ડાહ્યલું ઘણું આવડે છે. તે
જતિ કાંઈ પેલા જોશીના જેવા લુચ્ચો નથી. તેતો મહાન
પંડીત છે. ઘણાંને સારાં કરી આપ્યાં છે.

અનંત૦—પંડિત હોય કે ગમે તેમ પણ મારે તેમ કર-
વું નથી.

કમળા૦—તમારે નથી કરવું, અને મારે કરવું છે, તમે
શું કરી નાંખશો ?

અનંત૦—મેલ લવરી; જે વાત લીધી તે કરવી ત્યારેજ
છોડવી, રાંડોની જાતજ અવળચંડી, લે કાઢજે લાડવો
જતિમાંથી (જાયછે).



## પ્રવેશ ૫ મો.

સ્થળ—જતિનો અપાસરો.

જતિ અને કમળા.

કમળા૦—માહારાજ, જે વંદા.

જતી૦—જે વંદા, આવો કેમ આવ્યાં!

કમળા૦—માહારાજ, મને ચાળીશ વર્ષ થઇ ગયાં પણ હજી મારાં કોણ જાણે કયાંએ જન્મનાં પાપ આડાં આવે છે, તે પ્રભુએ સારો દીવસ આપ્યો નહીં, અને માહારાજ, આપ ઘણાંયને છોકરાં આપોછો તેથી આપની પાસે આવીછું.

જતી૦—સારૂં, પણ તે કામ ઘણું વિકટ છે, તેમાં તમારે પાતેજ કેટલુંક કરવાનું છે, જે તમારાથી બની શકશે નહીં.

કમળા૦—માહારાજ, ગમે તેવું વિકટ હશે તોપણ હું કરીશ, પણ મારે માથે વાંઝીઆમેણું ટળે એવા ઉપાય કરો (પગે લાગે છે).

જતી૦—વારૂ, તમારૂં નામ શું!

કમળા૦—મારૂં નામ કમળાગવરી, માહારાજ.

જતી૦—કમળાગવરી, આમ આવો તમારા કાનમાં મંત્ર કહું (એમ કહી અંદરના ઓરડામાં જાય છે અને કમળા પણ પાછળથી જાય છે; જતી તેના કાનમાં વાત કેહેવા બદલ ગાલપર ચુંમી લેછે અને સ્તનપર હાથ નાખેછે).

કમળા૦—માહારાજ, આશું! તમારે મંત્ર કેહેવો હોય તે કહો.

જતી૦—અમારો પેહેલો મંત્ર આ છે, તે જો તમને પસંદ હોય નહીં તો આ તમારો રસ્તો (હાથ બાંધો કરી દરવાજો બતાવે છે.)

કમળા૦—ના, માહારાજ, એતો મારે પાલવે નહીં.

જતી૦—જાઓ, જાઓ, રસ્તો પકડો, વાંઝીઆમેણું ટાળી, છોકરાં લેવાનું મેં તમારૂં નથી કહેતુ.

કમળા૦—નથી તો ચાલ્યું, માહારાજ.

જતી૦—(ગુસ્સે થઈ આંખો ચડાવી)જા, સાતભવ સુધી વાંઝણી રહીશ.

કમળા૦—(સાંભળતાંજ ગળગળી થઈ) માહારાજ! માહારાજ! માહારાજ! ક્ષમા કરો, હું પામર જીવ ભુલો વાસ્તે માફ કરો, હશે, હું અજાણ તમારા મહાત્મથી અજાણવાકેફ, તેથી આટલું બોલી ગઈ તેની ક્ષમા માગુંછું અને કરગરીને કહુંછું કે તમારે પાલવે તેમ કરતાં પણ મારૂં વાંઝીઆ મેણું ટાળો.

જતી૦—જાઓ, જાઓ, તમારાપરથી તે મેણું ટળવાનું નથી. અમે તમારા જેવાં અનિશ્ચિત મનનાં માણસ સાથે કામ પાડતા નથી.

વિદુષક૦—ખેંચ પકડ મુજે જોર આતાહે.

કમળા૦—માહારાજ, માફ કરો, પગે પડી કહુંછું કે માફ કરો અને ગમે તે પ્રકારે પણ મારૂં શુભ કરી આપો.

જતી૦—તારી મને દયા આવે છે તેથી કબુલ રાખું છું, બીજાને તો એકદમ ધમકાવી કાઢું, લે પેહેલા મંત્ર (બેઉજણ થોડી વાર પછી બાહાર આવે છે. અને જતી એક કાગળપર જંત્ર લખીને) લ્યો આ ચીઠી, તેને સાતદી-

વસ સુધી ગુગળનો ધુપ કરજો, સાત દીવસ સુધી અહીં મંત્ર સાંભળવા આવજો, પછી આ ચોઠીને માદળીયામાં ઘાલાને પહેરી રાખજો.

વિદુષક૦—માદળીયામાં નહીં પણ પછીથી ઘોળીને પી જજો, બાદ ચોવીસ હાથનો ઓઢીને મેલજો બાપના નામની અને જતીની પણ ભેળી.

કમળા૦—વારૂ માહારાજ, જે વંદા.

(જાય છે.)

—————

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ—અનંતરાયનું ઘર.

અનંતરાય અને કમળા.

અનંત૦—જોશી અને જતીનું કરેલું પાર પાડ્યું? હવે કોઈ જોગી બોગી બાકી રેહે છે કે?

કમળા૦—પેલા જતીના મંત્ર લીધાને ત્રણ મહીના થયા છે, અને તેથી સારા દીવસ થાય તેમ દેખાય છે.

અનંત૦—જતીના મંત્રથી સારા દીવસ, કે પ્રભુના પ્રતાપથી?

કમળા૦—ગમે તેમ, પણ મને આજ દોડ મહીના થયાં નાવણ આવ્યું નથી.

અનંત૦—સારૂં (મનમાં) કર્તા હર્તા પ્રભુ છે અને તે કરે છે તેજ ખરૂં છે. જોશીના મંત્રે તથા જતીના મંત્

લો પાર પાડ્યું. જતીએ કહ્યું હતુ જે આઠ દિવસમાં થશે તેને આજ ત્રણ મહીના થયા ત્યારે દોઢ મહીનાની જુઠી આશા રાખવી એ અર્થ છે. હશે જે થાય તે ખરૂં, પણ જોશી, જતીતો જુઠા છે તેમાં શક નથી. રાંડો મફતની ટંટા કરી નકામા ખરચમાં પડે છે અને થાય પરણ કૃપાળુ પરમેશ્વરની મરજી પ્રમાણે. નજર બાંધવી, ઉતાર મેલવા જંત્ર, મંત્ર, એક વખત ખાવું વગેરે બધા વેહેમો, હે પ્રભુ! તું ક્યારે અમ હિંદુલોકોમાંથી કાઢીશ. (જરાવોચાર કરીને) અરે ભુલુંછું. પ્રભુને શા વાસ્તે દોષ દેવો? આપણોજ દોષ છે. જો બચપણથીજ સ્ત્રીઓને ભણાવવાને યત્ન કરીએ, તો સ્ત્રીઓ પણ સારા પેઠે જ્ઞાન મેળવે અને તેથી આપણા ઘર સંસારી કામમાં જે હરકતો નડે છે તેમાંની કેટલીએક એકદમ દુર થાય; વાસ્તે હે પ્રભુ! તુ મારા હિંદુ ભાઇઓને સુમતિ આપ કે તેઓ તેમની બેન દીકરીઓને સારૂં જ્ઞાન આપવા માંડે.

(સુઇ જાય છે.)

---

# પ્રવેશ ૭ મો.

## સુત્રધાર અને વિદુષક.

વિદુષક—કેમ દોસ્ત, સુત્રધાર, આમાંતો કાંઇ રાંડોનીનું આવ્યું નહીં.

સુત્ર૦—ભાઈ હજી રાંડનારનો જન્મ થયો નથી ત્યાં રંડાશે કોણ?

વિદુ૦—ઠીક, હજીતો પાસેરામાં પેહેલી પુણી કેમ!

સુત્ર૦—હા, પણ આમાં કેટલી શીખામણ મળી, તે સમજ્યો?

વિદુ૦—ભાઈ થોડું સમજ્યો અને વધારે તું સમજાવ.

સુત્ર૦—સાંભળ. આપણામાં સ્ત્રીઓને બચપણમાંથીજ ભણાવતા નથી, તેથી તેઓ જ્યારે પુખ્ત ઉમરે પહોંચે છે ત્યારે તેમનામાં એટલા બધા વેહેમો હોય છે કે, પોતાનું કામ પાર પાડવાની ધારણાથી પેલા ઢોંગી જોશી, જતી, ભૂવા, જોગી વગેરે પાસે જાય છે, અને તે ઢોંગીઓના કેહેવા પ્રમાણે પૈસા ખરાબ કરે છે, એટલુંજ નહીં, પણ શિયળનો પણ ભંગ કરવાને હરકત લેતી નથી, અને અઘોર પાપમાં પડે છે. જો તેઓ સારી કેળવણી પામેતો, આ માંહેનું એકપણ જાતનું પાપ કરવા તેઓ લલચાય નહીં, પૈસા ખરાબ થાય નહીં અને ઘરની અંદરથી ક્લેશ ટળે, સંપ વધે અને તેમની જે પ્રજા થાય તે પણ તેઓના ગુણ શીખે એટલે સદ્ગુણી થાય. કહ્યું છે કેઃ—

मातृ पितृ कृताभ्यासो गुणिनाम एति बालकः
न गर्भ च्युति मात्रेण पुत्रो भवति पंडितः ॥ १ ॥

અર્થ-માતપિતાની મેહેનતથી બાળક ગુણી થાય છે; કાંઈ

જન્મથીજ પંડિત બની જતું નથી.

વિદુ૦—ત્યારે તો ભાઈ સ્ત્રીઓને ભણાવવીજ કે? ના, ના, મારોતો મત તારાથી ઉલટો છે. કારણ ભણી એટલે વંઠી, તેના યારપર ચીઠીઓ લખશે અને છીનાળું કેમ કરવું તેની વાતોની વાર્ત્તાની ચોપડીઓ વાંચતાં શીખશે એટલે થયું ભણતર સફળ.

સુત્ર૦—એ ભણ્યાને ભણ્યું કહેવાય નહીં હલકી કેળવણી આપી બંધ રાખેતો કદાચ એમ થતું હશે, પણ જો ઊંચી જાતની કેળવણી આપી હોય, તો તેઓમાં કદી પણ બીગાડ થાય નહીં.

વિદુ૦—ખરીવાત, થોડું અંગ્રેજી ભણેલ, દારૂ, માંસ ખાવામાં હરકત લે નહીં અને કહેશે જે "વટલાવું તે શું છે?" તેમજ વધારે ભણેલ વિદ્વાન તેને અડકે પણ નહીં.

સુત્ર૦—હા, હવે સમજ્યો, તેમજ સ્ત્રીઓને માટે.

વિદુ૦—ત્યારેતો હિંદુઓ મૂર્ખજ છે જે તેઓના છોડીઓને ભણાવતા નથી.

સુત્ર૦—હમણાં તો તેઓએ સારી પેઠે સુધારો કરવા માંડ્યો છે; પણ પુરતી રીતે નહીં, તેથી મારી તેઓને એટલી અરજ છે કે, તેઓ સુધારાની સીડીને પેહેલે પગથીએ ચડ્યા છે, ત્યાંથી ઉતરી નહીં જતાં, ધીરેધીરે ઠેઠ ટોચે પહોંચવાને પ્રયત્ન કરે અને જો તેમ થશે તો તેઓના સંસારી બાબતમાં જે હરકતો આડી આવે છે તે નહીં આવે.

વિદુ૦—અને તારૂં કહેવું ફળો એવી મારી પ્રભુને પ્રાર્થના છે.

(જાય છે)



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—અનંતરાયનું ઘર.

અનંતરાય અને કમળાગવરી.

કમળા૦—સાંભળો છો કે, આપણી રૂખી નવ વર્ષની થઇ, વાસ્તે હવે તેનાં લગ્ન કરવાં જોઇએ.

અનંત૦—આઠમું વર્ષ હજી ગયા કારતગમાં પુરૂં થયું. અને એટલી વારમાં પરણાવવાની વાત? હજી તો તે નાની છે.

કમળા૦—નવ વર્ષના થઇ તોય નાની છે? ઘડપણમાં જે લ્હેલો લ્હાવો લીધો તે ખરો, કાલ કોણે જોઇ છે. કન્યાદાનનું પુણ્ય જલદીથી લીધું એટલે થયું, પારપડ્યું. વધારે જીવશું તો દોહિત્રને પણ જોઇશું.

અનંત૦— હજી ક્યાં ઉતાવળ છે? કન્યાદાનનો કાળ ક્યાં

વહી ગયોછે જે ઉતાવળ કરીએ!

કમળા૦—એક વાર કહ્યું જે, વેળાસર જે લ્હાવો લીધો તે ખરો. પેલી જમનાંની છોડી સાત વર્ષની થઇ ત્યારે પરણાવી હતી અને તેર વર્ષની થઇ ત્યારેતો અધરણીએ આવ્યું: નશીબદાર તો તે કેહેવાય.

અનંત૦—બીજાંતો ચાહાય ખાડમાં પડે તેમાં આપણે શું? મારે હાલ છોડીને પરણાવવી નથી. મેલ ટક ટક.

કમળા૦—મુઇ રાંડ હું અભાગણી, જે આ ઘરમાં આવી, તે એક પાઇનું પણ ઉપજે નહીં. ઘરડાં થયાં, હવે કોણ જાણે કેટલા દીવશ જીવીશું; કાલ આપણ એમાંથી કોઇનું આયુષ્ય તુટ્યું તો બધું રઝળશે. વાસ્તે જે વેહેલું કર્યું તે કામનું. મોટા મોટા વિદ્વાન પણ કહી ગયા છે કે જે "આજ થાય તેનો કાલપર આધાર રાખવો નહીં" તમે ભણ્યા તે મોટા પંડિતમાં વાતો કરી જાણો પણ ઘર સંસારની બાબતમાં જરાએ જાણો નહીં.

અનંત૦—છોડ લવરી, હજી બચપણ છે એટલે પરણાવાની વાત શી!

કમળા૦—ગમે તેમ કહો પણ મારેતો આ સાલ પરણાવવીછે.

વિદુ૦—મીયાં છોડે લેકીન બીબી ના છોડે.

કમળા૦—વળી આવતી સાલ સંધ્રરસછે એટલે શું છોડીને ૧૧ વર્ષે પરણાવોએ? વળી જો કાંઇ સારૂં નરસું થાય

તો પછી કન્યા કાળ વહી જાય; માટે મારેતો એમજ કરવું.

( નાના શંકર ગોર આવેછે. )

ઠીક થયું લ્યો, આવ્યા.(ગોરને) આવો માહારાજ બેસો માહારાજ, આપણી રૂખાનાં લગન કરવાંછે વાસ્તે ક્યાંય સારા કુળનો વર હોયતો ધ્યાનમાં રાખજો.

માન૦—બા, અમારેતો આખી નાતનાં નામો જીવ્હાગ્રે. તે ધ્યાનમાં શું રાખવું હતું?

કમળા૦—ત્યારેતો કરો મેહેરબાની અને કહો નામ.

માન૦—એકતો પેલા નભુલાલ મેહેતા, નાતનું નાક અને પૈસે ટકે પણ સારૂં ઘર.

અનંત૦—ગોર માહારાજ, કોઇ ૧૫-૧૬ની વયનો હોયતો બતાવો.

માન૦—પંદર સોળનો જોઇએ તો કુળવાનમાં નથી પેલા જગજીવન રાવળનો છોકરો છે, ભણેલ સારો છે.

કમળા૦—ના, ભાઈ, મારેતો એવું જોયતું નથી. એના નીચાને તે કોણ આપે? પેલા નભુલાલની ઉમર કેટલી હશે માહારાજ.

માન૦—તેમની ઉમર ૫૫ વર્ષનીછે, અને ચાર પરણ્યાછે,પણ છોકરાની લાયે હજી પરણવા ચાહાયછે.

કમળા૦—ઠીક, મહારાજ. એ ઠીકછે, પંચાવન વર્ષનો ઘરડો નથી, અને છોડી કાલ મોટીથશે

અનંત૦—રાંડેને મતિજ ગઇ. પચાવન વર્ષનો પર-

ણાવોને શું ચોરીમાંજ છોડી રંડાવવીછે? ગોરમાહારાજ, પેલા જગજીવનના છોકરા વેરે આપણે તો કરવુંછે વાસ્તે કરો ગોઠવણ.

કમળા૦—ના, ના, તમેતો ભણ્યા એટલે થયું, મારે કંઇ સગાંઓનાં મોગાં ખાવાં નથી, જે મારી છોડાને એવાને ઘેર આપું. મારી છોડાને તો મેહેતાને ઘેર પરણાવવીછે. ખબરદાર જો એવું વધતું કાંઇ હવે બોલ્યાતો; ગણેશમાંજ છોડી રાંડ્યાની વાત કાઢી? હવે થનાર થયું, જાઓ માહારાજ નભુલાલને ત્યાં પુછજો.

અનંત૦—માહારાજ, બીજે ક્યાંય સારો વર જોઈ તપાસ કરીને કેહેજો એટલે પછી વાત.

ગોર૦—સારૂં માહારાજ (જાય છે.)

કમળા૦—બળી તમારી ટેવ, પેલા નભુલાલ સાથે સંબંધ કરતાં તમારૂં શું બગડી જતું હતું! છોડી કાલ મોટી થશે, ઉકરડીને વધતાં વારશાં?

અનંત૦—ઉકરડીને વધતાં જેમ વાર નહીં તેમ ૫૫ વર્ષના ઘરડા બબ્બને મરતાં વારશી?

કમળા૦—બળ્યું, તમેતા જે કામ કરીએ તેમાં સર્વથી પેહલાં અપશુકનજ કરો, પરણાવવાના વાત કરીએ છીએ ત્યાં મરવાની વાત કાઢી. હશે લ્યો ચાલો વાળુ કરવા.

(વાળુ કરવા બેસે છે ત્યાં ગોર પાછા આવે છે)

કેમ ગોર માહારાજ, શું વધાઈ લાવ્યા?

**માન૦**—હા, છે તેવુંજ, પેલા છનુશંકર જાનીની છોડીનું સગપણ વડોદરે કર્યું હતું, તે છોડી ગુજરીગઈ, માટે એ વર તમારે જોવા હોયતો—

**અનંત૦**—કેટલાં વર્ષનો છે?

**માન૦**—છે તો જરા નાનો, ૭ વર્ષનો.

**કમળા૦**—ફીકર નહીં, એતો મોટો થઈ રેહેશે, એમાં શી હરકત? પ્રભુએ જોગ પણ સારો મેળવ્યો, આવતી કાલ રવીવાર છે, તેથી સવારની ગાડીમાં જઈ તમે ચાંલ્લો કરી આવો એટલે થયું.કોણ જાણે, વળી કોઈ વચ્ચે પડેતો બેશી રેહેવું જોઇએ.

**અનંત૦**—(મનમાં) સ્ત્રીએ હઠ લીધી તે મુકશે નહીં અને ના પાડીશું તો ઘરના ભવાડા માટે હા પાડવા (આસન) ઠીક છે.

(ગોર જાય છે. અને અનંત તથા કમળા વાળુ કરી સુઈ જાય છે.)



# પ્રવેશ ૨ જો.

**સ્થળ—નવનિધરાયનું ઘર. વડોદરા.**

**નવનિધરાય, ચંપાગવરી અને પછીથી અનંતરાય.**

**નવની૦**—સાંભળે છે કે, ગઈ કાલે કાગળ આવ્યો હતો તેમાં લખે છે કે યશવંતની વહુ ઘણીજ માંદી છે.

ચંપા૦—હશે તેનું હવે શું કરવું?

નવનિ૦—તું આજની ગાડીમા અમદાવાદ જા અને જોઈ આવ.

નેપથ્યમાં (નવનીધરાય કા ઘર યહ હયે કયા?)

નવની૦—કોણ બોલાવે છે?

પટાવાળો૦—તુમારા તાર હયે સો લો.

નવની૦—આવું છું.

ચંપા૦—હાય, હાય વળી તાર ક્યાંથી આવ્યો?

(નવનીધરાય તાર લઈ અંદર આવે છે)

કેમ ક્યાંનો તાર છે?

નવની૦—એતો અમદાવાદનો, જમુની વહુ મરીગઈ

ચંપા૦—ત્યારે બીજે કેથે કરો, પરણ્યા પછી મરી ગઈ હોતતો ચાંલ્લાના રૂપીઆતો રહેત.

નવની૦—હા, કર્યા વગર કંઈ છુટકો છે પણ જોઈને કરશું.

ચંપા૦—જોઈને શું? ખબર પડી કે તરત માગાં આવશે.

(નેપથ્યમાં) વ્યાસજી છો કે?

નવની૦—(સાદ ઓળખ્યાં નહી તેથી) કોણ હશે એ!

અનંત૦—પેહેલાં બારણાં ઉઘાડવાં કે પેહેલાં ચોકશી!

નવની૦—ભૂલ્યો ભાઈ માફ કરજો, આવ્યો (બાર ઉઘાડતાં અનંતરાયને જોઈને)

અહોહો! તમારાં પગલાં ક્યાંથી? છો ખુશીમાં!

અનંત૦—હાજી, આપતો ખુશીમાં છો. !

નવની૦—જીહા, કહો, આજ અમારાપર કૃપા કરી!

અનંત૦—અમારી છોડી રૂક્ષ્મણીનાં લગ્ન તમારા ચિરંજીવી સાથે કરવાના વિચારથી આવ્યો છું તે માન્ય કરશો.

નવની૦—વારૂ ઠીક છે, આપણે ક્યાં જુદાઈ છે. તમે કહ્યું તો અમારે થયુંજ છે.

ચંપા૦—એમતે થતાં હશે કે? ચાંલ્લાની પેહેલાં પંઠણ અને પછી સગપણ, જુઓ માહારાજ. રૂ ૧૫૦૦ ચાંલ્લાના અને વરને પરણતી વખતે રૂપીઆ હોયતો જાઓ સગપણ નકીછે.

અનંત૦—જુઓ, બા. મોહોડે માગ્યુંતો મોત પણ આપતું નથી, અમે અમારી ગુંજાસ પ્રમાણે રૂ ૧૦૦૦ આપશું અને વરને આપવું તેતો અમારી શ્રદ્ધા.

ચંપા૦—ના, ના, માહારાજ એતો નથી બનવાનું; જ્યારે રૂપીઆ ગાંઠે હતા નહીં, ત્યારે શા વાગ્તે આવ્યા હતા માટે ઉપાડે સગપણ કરવા?

નવની૦—અનંતરાયજી, એનીતો જીભ લાંબીછે. પણ જાઓ રૂ ૧૨૫૧ આપજો, અને બીજું તમારી શ્રદ્ધા પ્રમાણે.

અનંત૦—ઠીકછે, લ્યો ત્યારે(નાળીયેર અને રૂપીઆ આપેછે.) (ચંપાને) કેમ વેવાણ ખુશી થયાંકે?

ચંપા૦—એમને વેવાઇ કહો. મારે વેવાણ થવું નથી.

વિદૂષક૦—એ વેવાઇ થશે, અને તમે વેવાણ નહીં થાઓ ત્યારે કોને જશો?

ચંપા૦—છાનો રેહેને રડ્યા, તું વળી ક્યાંથી બળતાંમાં ઘી હોમવા આવ્યો?

વિદુ—મારે શું? હું તો આ ચાલ્યો, પડો એકમાં તમે અને બીજીમાં તમારા વેવાઇ. (જાયછે.)

અનંત૦—જુઓ ચંપાગવરી, તમારે ઍચ પકડવાં જોઇએ નહીં; જો હળીમળીને ચાલશું તો તમને તેમજ અમને બઉને ફાયદો છે.

ચંપા૦—હા ભાઇ. છે તો એમજ, જે એમણે કર્યું તેમાં મારાથી ના કેહેવાય?

અનંત૦—અને વ્યાસજી, લગ્ન પણ આજ વર્ષમાં કરવાં છે કારણ કાલ કોણે જોઇછે.

નવનીધ૦—વારૂ ત્યારે તેમ કરીશું. ચાલો હવે હવે જમવા.

અનંત૦—ના, ના, અત્યારેજ પાછું અમદાવાદ જવું છે. આતો રવીવાર હતો એટલે આવ્યો. જય જય વ્યાસજી હવે તો જઇશું.

નવની૦—વારૂ પધારજો, અને સારા સમાચાર જલદી મોકલાવજો.

અનંત૦—વારૂ. (જાયછે.)



# પ્રવેશ ૩ જો.

**સ્થળ—અનંતરાયનું ઘર.**

**અનંતરાય, કમળાગવરી અને પછીથી ગોર માનશંકર.**

**કમળા૦**—રૂખાંનું સગપણતો કર્યું પણ હવે વિવાહ થાયતો ઠીક.

**અનંત૦**—કરશું. શી ઉતાવળછે? કંઇ આવાનું છેકે જલદીથી આઈ લઇએ? રૂપીઆ ચારપાંચ હજારનો આડોછે.

**કમળા૦**—હોય, છોકરાં પરણાવવાં કાંઈ સેહેલાં નથી, હજીતો એકજ છોડીછે જો વધારે હોતતો કોણ જાણે શું એ થાત! (ગોર આવેછે.)

ગોરમાહારાજ પધારો. બેસો.

**માન૦**—કહો બા, કાંઇ કામકાજ!

**કમળા૦**—આપણી રૂખીનો વિવાહ કરવાનો છે, તે કયારનું મુહુર્ત સારૂં હશે?

**માન૦**—પુનમનો પડવો અને, અમાસની બીજ
અણધાર્યું મુહુર્ત, તેરસ અને ત્રીજ
વાસ્તે બા. અક્ષય ત્રતિયાનાં લગન કરો, આજ ચૈત્ર સુદી ૧૨ થઇ, તે ૨૧ વરષો બાકી રહી.

**કમળા૦**—(અનંતરાયને)ગોર કહેછે તેમ અખાત્રીજનાં લગન માટે કરો તાકીદ, અને લખો લગન પત્રિકા.

**અનંત૦**—ઠીકછે. (રૂક્ષ્મણીને)રખી, ઓ રૂખી.

**રૂક્ષ્માણી૦**— જી બાપા,

**અનંત૦**—ઉપરથી ખડીઓ, કલમને કાગળ લાવજે.

**રૂક્ષ્મણી૦**—લાવી આપા.(બધી ચીજો લાવી હાજર કરે છે.)

(અનંતરાય લગન પત્રીકા લખાવી વડોદરે મોકલાવે છે.)

(જાય છે.)

# પ્રવેશ ૪ થો.

**સ્થળ—રૂક્ષ્મણીનો ભણવાનો ઓડો.**

**રૂક્ષ્મણી અને ચંચળ.**

**ચંચળ૦**—કેમ બેન શું કરે છે?

**રૂક્ષ્મણી૦**—પાંચમું ધોરણ પુરૂં થયું અને છઠ્ઠામાં ત્રણ રોજ થયા, તેથી અભ્યાસ વધારે કરવા પડે છે માટે અભ્યાસ કરવામાં રોકાએલ છું.

**ચંચળ૦**—બેન તારૂં લગન અખાત્રીજને દીવસે કરે છે, સાભળ્યું.

**રૂક્ષ્મણી૦**—તે, ખરી વાત છે.

**ચંચળ૦**—વારૂ, કયે ગામ કરશે?

**રૂક્ષ્મણી૦**—વાહ? અજાણી દેખાય? ખબર નથી! વડોદરે.

**ચંચળ૦**—મેં, જેવું તેવું સાંભળ્યું તો હતું, પણ નક્કી ખાતરી નહોતી, તે તેં કરી આપી. ઠીક થયું બેન. જે મારે

અને તારે એકજ ગામમાં રહેવાનું થશે, એટલે એક બી-જાનાં દુઃખ સુખનો ઉભરો કહાશે.

રૂક્ષ્મણી૦—ખરીવાત, પણ બેન "દુઃખ" એ શબ્દ તું પેહેલાં કેમ બોલી? પેહેલુંતો સુખ અને પછી નશીબમાં હોયતો દુઃખ.

ચંચળ૦—બેન, મારેતો પેહેલું દુઃખ છે. શું તને ખબર નથી? મારા સ્વામીનાથ ૬૨ વર્ષના છે, તેથી મારેતો પેહેલાં દુઃખજ.

રૂક્ષ્મણી૦—અરે હાય! હાય! બેન મને ખબર પણ નથી. વારૂ, તારાં માબાપે એમ કેમ કર્યું હશે? મારૂં પણ એમજ થતું હતું, પણ નશીબ પાંસરાં તે વળી બદલાયું.

ચંચળ૦—બેન, મને ઊચું કુળ જોઈ વરાવીને ખાડમાં નાંખી છે.

રૂક્ષ્મણી૦—હશે, બેન, ચાલ મારેતો નીશાળે જવાનો વખત થવા આવ્યો તેથી જમીને જઉં.

ચંચળ૦—હું પણ જઈશ. (જાય છે.)

રૂક્ષ્મણી૦—આવજે બેન. (જમવા જાય છે.)

# પ્રવેશ ૫ મો.

### સ્થળ-નવનીધરાયનું ઘર.

### નવનીધરાય ને ચંપાગવરી.

ચંપા૦—અનંતરાય હવે "લગ્ન ગોણ કરવાંછે' એ

કહેતા હતા અને કેમ ભટજી સુઈ ગયા હશે?

**નવનીધ૦**—હશે, કંઈ ઘરની ખટપટ, જ્યારે પાલવે ત્યારે કરે, આપણે ક્યાં છૈયો મોટો થઈ ગયોછે.

**ચંપા૦**—ત્યારે શું નાનોછે? સાતમું વર્ષ ઉતરીને આઠમું બેઠું, હજી તમારે મનથી તો નાનો, એવડા છોકરાઓ તો ક્યારના પરણાવ્યા હોય, જુઓને પેલા જમનામેહેતાનો છૈયો ૬ વર્ષનો હતો ને પરણાવ્યો. અને તમારી તો આંખજ ઊઘડતી નથી.

નેપથ્યમાં (નવનિધરાય જયસુખરામ કોણ?)

**નવની૦**—કોણએ? શુંછે ભાઈ?

**પટાવાળો**—તુમારા કાગજ લેઓ,

**નવની૦**—(કાગળ લઈ વાંચેછે)

"સ્વસ્તિ શ્રી વડોદરા શુભસ્થાને પુજ્ય બ્યાસ શ્રી નવનિધરાય જયસુખરાય, એતાનશ્રી અમદાવાદથી લી. દવે અનંતરાય છબીલરાયના નમસ્કાર વાંચશો. વિશેષ બેન રૂક્ષ્મણીનાં લગ્નનું મુહૂર્ત અક્ષયત્રતીયાને રોજ આવે છે, તે તમોને અનુકુળ પડશે તથા તેપર પધારશો. સંવત ૧૯૨૯ ના ચૈત્ર સુદ ૧૨ વારે ગુરૂ." (વાંચી રહ્યા પછી)

લે આવ્યું, લગ્ન અક્ષયત્રતીયાનાં ઠરાવ્યાં છે. માટે કરો તૈયારી.

**ચંપા૦**—મારે તો તૈયારીજ છેના (મહાલક્ષ્મીને) માલી.

**મહાલક્ષ્મી**— આવીબા.

ચંપા૦—જા તારી વિજયા કાકીને બોલાવી લાવ.

મહા૦—સારૂં બા.

(જાયછે. અને થોડીવાર પછી વિજયાને સાથે લાવેછે.)

વિજયા—કેમ ભાભીજી મને કેમ બોલાવી હતી ?

ચંપા૦—જુઓ વહુ, આપણા જસુનાં લગ્ન અખાત્રીજનાં ઠર્યાં છે, વાસ્તે તમે તથા માણી જાઓ ને આપણાં વેહેવારનાં સર્વેને ઘેર કહી આવો કે આવતી કાલથી વડીઓ, પાપડ વગેરે કરાવવા આવે.

વિજયાને માહાલક્ષ્મી—સારૂં, આ ચાલ્યાં (જાયછે).

---

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ-અનંતરાયનું ઘર.

અનંતરાય, કમળા પછીથી નવનીધરાય, ચંપાગવરી ગોર, શુકલ, વીગેરે.

અનંતરાય—વિવાહતો થઈ રહ્યો, હવે માત્ર મુરત પહેરામણીનું રહ્યું, તે પણ આજ આઠવાગે કરી લઇએ તો પત્યું.

કમળા—હા, ઠીકછે. લ્યો ત્યારે બધાંને તેડાવીએ, (શુકલને) શુકલ, ઓ શુકલ.

રામચંદ્ર—શું છે, બા!

કમળા૦—જાઓ બધાંને તેડાં કરી આવો જે સાડાસાત વાગે પેહેરામણીનું મુહુર્ત છે તેથી તે વખતે આવે.

**રામચંદ્ર૦**—વારૂ બા, આ આવ્યો. (જાય છે.)

(નીમેલ વખતે બધાં હાજર થાય છે.)

**માન૦**—કન્યાને પધરાવો માહારાજ.

**અનંત૦**—સારૂં, (કન્યાને પધરાવે છે, રૂ૧૨૫૧ થાળમાં મુકે છે અને પછીથી પેહેરામણી શરૂ કરે છે તે પુરી થઈ રહ્યા પછી નવનીધરાયને બે હાથ જોડીને) મારી શ્રદ્ધા પ્રમાણે આજે સુત્રનો તાંતણો આપ્યો તે વધાવી લેશો.

**નવની૦**—ના માહારાજ, પચીશ છાયલ અને પાંચ સાળુ તથા વરને બનારશી શેલું એટલા વગર તો ચાલેજ નહી.

**વિદુ૦**—જો જો કંઈ ઓછું માગતા? વખત સારો છે અને આસામી ખમતી છે.

**અનંત૦**— માહારાજ, અમારી શ્રદ્ધા પ્રમાણે આપ્યું.

**નવની૦**—ના, ના, નહીં ચાલે, પાસવેલો આપો, નહીં તો છોને રહી તમારી કન્યા તમારે ઘેર, અમારે તો બીજી ઘણીએ મળશે.

**વિદુ૦**—લશ્કરકા મેદ પાયા કે આગુંમે ગદ્ધા આયા. આનો ગણપતિ બેસાર્યા ત્યારે સ્વસ્તિ વાંચન !

**અનંત૦**—લ્યો માહારાજ જેવી તમારી મરજી (માગ્યા પ્રમાણે આપે છે) કેમ મહારાજ હવે ખુશી થયા ?

(બીજાંને પેહેરામણી આપે છે અને જમવાનો વખત થતાં બધાં ઉઠી નીકળે છે.)



# પ્રવેશ ૭ મો.

## સુત્રધાર અને વિદુષક.

વિદુ૦—અરે દોસ્ત આજતો ખુબ મજે પડી યાર.

સુત્ર૦—અત્યારમાં શું ! મજેતો હજી આગળ આવવાની.

વિદુ૦—અરે યાર, કન્યાતો મારા જેવડી અને વરતો તેની કમ્મરે બેસે એવડો !! શું બ્રાહ્મણોનું પરણેતર ! રાંડનાઓને વરની ખોટ હતી જે આમ કર્યું ! મારા બે દોસ્ત બાત્રીશ બાત્રીશ વર્ષના છે તે બિચારા વાંઢા રખડે છે અને આ છ વર્ષનાને દશ વર્ષની કન્યા ! આતે શી મુર્ખાઈ ? આનું કારણતો આપણને જણાતું નથી.

સુત્ર૦—જા. જા, મારાભાઈ, આવડો મોટો થયો તો પણ તને બ્રાહ્મણોની રીતની ખબર પડી નહીં, કેમ ! બ્રાહ્મણો કુળ જુએ છે, ઉંચા કુળ વાળાને તરત કન્યા મળે, અને નીચા કુળ વાળાને કોઈ આપે નહીં.

વિદુ૦—કુળ તે શું ? ઘરમાં ખાવાને ધાન મળે નહીં, બ્રહ્મ અક્ષર આવડે નહીં ગાયત્રીનો પેહેલો અક્ષર આવડે નહીં, માંસ ખાય, મદીરા પીએ, તોય તે કુળવાન; અને જેના ઘરમાં જોઈએ તેટલો પૈસા. વિદ્યા, વગેરે બધું હોય, તોય તેનું કુળ નીચું ! બળી એ બ્રાહ્મણોઓની અકલ.

સુત્ર૦—ભાઈ, કુળ જોવું, તે છે તો તું કહે છે તેજ પ્રમાણે; પણ હાલના બ્રાહ્મણો નીવડ્યા મૂર્ખ, એટલે અ-

ગાઉ જે પ્રમાણે કુળ બધાયાં, તેજ પ્રમાણે ઊંચનીંચની સંજ્ઞા, હમણાના અભણ ભિક્ષાવૃતિપર આધાર રાખનાર બ્રાહ્મણો ધારી બેઠા.

વિદુ૦—બળી તેમની એવી ધારણા અને મુવા એ ખોટા કુળવાન ને જોતા બ્રાહ્મણા. અરે યાર બીજી મજે વળી, વર પરણ્યો અને રૂપીઆ ૧૨૫૧ લઈ ગયો!! પરણવામાં મજેતો ખરી.

સુત્ર૦—એ બાબત હજી હવે આવશે.

વિદુ૦—ઠાકછે, ત્યારે જોઇએ છીએ, શું થાય છે તે

(જાય છે.)

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—નવનિધરાયનું ઘર.**

**નવનિધરાય, અને ચંપાગવરી.**

**ચંપા૦**—ઘરમાંતો ખાવાનાએ સાંસા, સવારનું મળેતો સાંઝનો વિચાર, અને સાંઝનું મળેતો સવારનો વિચાર. હવે કરવું શું!

**નવનીધ૦**—શું કરવું? હવેતો કાંઈ ઉપાય સુઝતો નથી, થોડા દીવસમાં વળી જશુની વહુ આવશે, એટલે પછી ઘરની પુરી ફજેતી થવાની.

ચંપા૦—હું પણ એજ વિચારમાંછું. પણ ઠીક યાદ આ૦વું, આપણે ગોરને બોલાવી એમ કહો જે અમારે તો વહુ ભણેલી મળી છે તે અમારૂં ઘર વસાવે તેમ નથી, તેથી અમારેતો જશુને ફરીથી પરણાવવો છે.

નવની૦—એકને ખવરાવવાના સાંસાં અને બીજીને ક્યાંથી પુરૂં પાડીશું.

ચંપા૦—અહીં ખવરાવવાનું નહીં મળેતો કાઢીશું તેને પીએર, એ મારા હાથમાં છે, પણ આપણે તો પાંચસેં, સાતસેં મળશે? એટલે બેચાર વર્ષનો કરાર. વળી આગળની વાત આગળ.

નવનીધ૦—ઠીક છે, એમ પણ કરવું પડે, લાચાર,

ચંપા૦—લાચાર શાને? એતો એમજ ચાલ્યું જાયછે.

(થોડા રોજ પછી જશુભાઇને બીજી પરણાવેછે અને રૂ૭૫૧ લે છે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ—અનંતરાયનું ઘર.

અનંતરાય અને કમળાગવરી.

કમળા૦—રૂખી તેર વર્ષની થઈ તેથી વળાવવી જોઇએ, વાસ્તે લખો કાગળ જે તેડવા આવે.

અનંત૦—ઠીક છે, હું કાગળ લખુંછું અને તમે પણ તૈયારી કરવા માંડો.

કમળા૦—મારેતો બધી તૈયારીજ છેતો; પણ નવનિધરાયેતો રૂખીપર બીજી આણી સાંભળ્યું?

અનંત૦—ના, ના, એમતો હોય નહીં, એ તને કોણે કહ્યું? એ વાત માનવામાં આવતી નથી.

કમળા૦—ખરેખર, મેં જે સાંભળ્યું છે તે સારે ઠેકાણેથી, આબરૂદાર માણસ પાસેથી સાંભળેલ છે.

અનંત૦—હશે, જેમ હશે તેમ તરત ખબર પડશે, લાવ કાગળ લખું. (લખે છે.)

કમળા૦—(રૂક્ષ્મણીને) બેન, હવે થાઓ તૈયાર, સાસરેથી તેડાં આવ્યાં જાણો.

અનંત૦—અને તમે પણ કરો તૈયારી.

કમળા૦—પાંચ ગજ કીનખાબ લપ્પાનો, ૧૨ રેજા ગજી આણી, વીશ સાળુ, વીશતોલા ફીત એટલું લાવો અને આવતી કાલથી દરજીને બેસારો.

અનંત૦—સાસુને વાસ્તે સાડલો જોઇશે કે નહીં! અને જમાઇને પણ.

કમળા૦—તેમાં વળી કાંઈ નવાઈ કે? દશશેર સોપારી અને એકશેર એળચા લાવજો.

અનંત૦—વારૂ ઠીક છે, બધું મંગાવી આપીશ. હવે હું જાઉંછું (જાય છે.)

—⁂—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—નવનીધરાયનું ઘર.

### નવનીધરાય, ચંપાગવરી અને મહાલક્ષ્મી.

નવનીધ૦—સારૂં થયું હોં જે, રૂપ્યા મળ્યા તે ચાર વર્ષ-તો ચાલશે, !

ચંપા—પણ હજી પેલા અમદાવાદ વાળા વળાવતા નથી એ તે શું હશે? એમના મનમાં શું છોડીને વંઠીજવા દેવાનું હશે, જે હજીતો ભણાવ્યાજ કરે છે ?

નવનીધ૦—ભણે તેમાં શું ભુંડું? અને વંઠે શેની? ભણે એટલે તો ચતુર થાય.

ચંપા૦—તમને બહુ ખબર પડે! ભણે એટલે ડાહ્યાં ડાહ્યાં થઈને બોલતાં આવડે. કામ કાજ કરવું હરામ, અને ઘણું કરે ત્યારે બે ચાર કવિતાઓ ગાય, વળી જો દિલના ગાંડે તો બીજા માટીની જોડે સ્હેલાઇથી દોસ્તી કરે, તને ચોઠ્ઠીઓ લખે અને બધું ધુળ ધાણા અને વા પાણી

નવની૦—એમ તે હોય! એતો લોકોના વહેમ, ભણેલ વહુઆરૂ હોય તો ઘરનું કામ કાજ ઘણુંજ સારી રીતે કરે, ઘરની જણસ બરાબર જાળવે, ખરચ તપાસે અને ટુંકામાં ઘરની જેટલા કાળજી તે રાખી શકે તેટલી અભણથી રખાય નહીં.

માહાલક્ષ્મી—બા, ભાભીછે ભણેલી, તે કામ નહીં કરે અને ડાહી ડાહી વાતો કરી મને શીખામણ દેવા આવશે તો

આપણે તેની જોડે નહીં પાલવે.

ચંપા—આવવાતો દે, પછી બધુંએ ઠીક થશે.

(નેપથ્યમાં) નવનીધરાવ હયે

નવનીધ—કોણ છે ?

પટાવાળો - તુમારા કાગજ

નવનીધ— ( કાગળ લેછે અને વાંચવા માંડે છે)

"સ્વસ્તિ શ્રી વડોદરા માહાશુભસ્થાને પુજારાધે વ્યાસ શ્રી ૫ નવનીધરાય જેસુખરાય એતાન શ્રી અમદાવાદથી લી. દવે અનંતરાય છબીલરાયના નમસ્કાર વાંચશો, વિશેષ જે સુભાગ્યવતી બેન રૂક્ષ્મણીને વળાવવા અમારો વિચાર છે માટે જલદીથી માણસ મોકલાવશો. ચંપાગવરી તથા માહાલક્ષ્મીને ઘરમાંથી સર્વેએ જેશ્રીકૃષ્ણ કહ્યાછે. યશવંતરાયને બોલાવજો. સંવત ૧૯૩૨ ના આશ્વિન સુદી ૮ વાર સોમે.

(વાંચી રહ્યા પછી)

તેડવા મોકલવાનું કહેણતો આવ્યું, કોને મોકલશું ?

ચંપા૦—વળી કોને કેમ ? નાના ગોરને ( માહાલક્ષ્મીને ) માલી, જા બા નાનાગોરને બોલાવી લાવ, જોઇએ

(માહાલક્ષ્મી જાયછે અને થોડી વાર પછી જોડે ગોરને લઇને આવેછે)

ગોર૦—કેમ બા, મને બોલાવ્યો !

ચંપા૦—ગોરમાહારાજ, આપણા જસુભાઇની વહુને તેડવા જવું છે, વાસ્તે તયાર થઇ આવો એટલે તમને કાગળ આપીએ.

ગોર૦—સારૂં બા, આ આવ્યો એક કલાકની અંદર.

ચંપા૦—ગાડી સાંજરે ચાર વાગે જાયછે, તેથી જરા વાર થઇતો ફીકર નહીં

ગોર૦—વારૂ બા, જેમ બનશે તેમ જલદીથી આવીશ. (જાયછે)

ચંચળ૦—ગોર ગયાછે તે હમણા આવશે, વાસ્તે કાગળ લખો.

નવની૦—હા લે (યશવંતને) જસુ ઉપરથી સાહી, કલમ ને કાગળ લાવ.

યશવંત૦—લાવુંછું (લાવે છે)

ચંપા૦—ગોર તારી વહુને તેડવા જાય છે. તેનો કાગળ લખાય છે. કેમ તું લખશે?

યશ૦—હા, હું લથીછ.

(નવનીધરાય કાગળ લખી રેહેછે અને ગોર આવેછે)

ગોર૦—લાવો કાગળ, એટલે હું રસ્તો પકડું, સ્ટેશન પણ બે માઇલપર છે.

નવનીધ૦—લ્યો, માહારાજ, વહેલા આવજો.

ગોર૦—વારૂ બાઈ. (જાયછે)

# પ્રવેશ ૪ થો.

**સ્થળ—અનંતરાયનું ઘર.**

**અનંતરાય, કમળાગવરી, પછીથી નાનાગોર.**

કમળા૦—વડોદરેથી હજી કેમ કોઈ આવ્યું નહીં?

અનંત૦—આજ કાલમાં આવશે. શી ઉતાવળછે? જેમ એ દીવસ વધારે જશે, તેમ રૂખીને બે કાંચળીઓ વધારે થશે.

કમળા૦—એતો ખરૂંજ તો. પણ દીવાળી ઘણીજ પાસે આવે છે, તેથી હવે વળાવાય તો ઠીક.

નેપથ્યમાં (અનંતરાય દવેનું ઘર આકે?)

અનંત૦—બાહાર કોઈ બોલાવેછે (મોટેથી) હા, કોણછે?

ગોર૦—એતો વડોદરેથી મીજબાન આવ્યો છે.

અનંત૦—(બારણાં ઉઘાડીને) આવો માહારાજ, આયુષ્ય તો લાંબું દેખાયછે, હમણાં તમારીજ વાત ચાલતી હતી.

ગોર૦—તો અમે આવી પોહોંચ્યા. લ્યો આ કાગળ અને કરો તાકીદ.

અનંત૦—તાકીદજ છે. (કાગળ વાંચેછે)

"સ્વસ્તિ શ્રી અમદાવાદ શુભસ્થાને પુજા રાવે દવે શ્રી ૫ અનંતરાય છબીલરાય, એતાન શ્રા વડોદરેથી લા. બ્યાસ નવનીધરાય જયસુખરાયના નમસ્કાર વાંચજો. વિશેષ તમારો કાગળ પોહોંચ્યો છે. તમારા લખવા પ્રમાણે અમે અમારા ગોર નાનાલાલને તમારા તરફ મોકલ્યા છે તેમની સાથે સૌભાગ્યવતી રૂક્ષ્મણીને મોકલાવશો. આશ્વિન સુદ ૧૦ વાર ગુરૂ સંવત ૧૯૨૨. (વાંચી રહ્યા પછી)

માહારાજ ત્યાં છે તો સર્વે ખુશીમાં!

ગોર૦—હાજી પ્રભુ પ્રતાપથી સર્વે આનંદમાં છે.

**અનંત૦**— (કમળાને) ગોરને જમવા બેસારો, રૂક્ષ્મણી બાનાં આણાં આવ્યાં. (ગોરને બે દીવસ રાખી વિદાય કરે છે અને રૂક્ષ્મણીને જોડે વળાવે છે)

**કમળા૦**—બેન ડાહી થઇ રહેજે. સાસુ નણંદ કેહે તેમ કરજે, છો તો ડાહી એટલે કહેવું પડે તેમ નથી તો પણ સારી રીતે ચાલજે અને સર્વે ખુશી થાય તેમ કરજે, તારી તરફના સમાચાર મોકલાવતી રેહેજે હો, બા.

(ગળગળી થઇ જાયછે)

**રૂક્ષ્મણી૦**—બા, તું ગભરાયછે શાને? મારા તરફની કશી ચિંતા રાખીશ નહીં. હું તને હમેશાં કાગળ લખતી રહીશ. ફીકર ના રાખતી.

**કમળા૦**—તારી સખી ચંચળ ત્યાં છે તેથી મારે ફીકર જેવું તો નથી, તો પણ સાંભળ.

**(રાગ સીતાના મહીનાનો)**

સુણ વ્હાલી કહું તને આજ, તુજ કાજ સુધારવા,
દેજે સાસુ નણંદને માન, સ્નેહ વધારવા.
કરજે ઘરમાંનો ધંધો સર્વે, હળી મળી ચાલજે,
નવ રાખીશ અંતરે ગર્વ, રૂડાં સુખ મ્હાલજે,
તુજ સ્વામીની આજ્ઞાનો ભંગ, કરિશ નહિ ગર્વથી,
નવ રાખીશ આળશ અંગ, કરજે કામ સ્નેહથી (રડેછે)

**રૂક્ષ્મણી૦**—તું રડેછે તેથી મને રડવું આવે છે વાસ્તે છાની રહે.

ગોર૦—હવે મળીલ્યો, ગાડીનો વખત જશે (સર્વે જાયછે).

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—અનંતરાયનું ઘર.

**નવનીધરાય, ચંપાગવરી પછીથી ગોર અને રૂક્ષ્મણી.**

ચંપા૦—ગોરતો ગયા તે ગયાજ, ત્રણ દીવસ થયા તોય હજી આવ્યા નહીં.

નવનીધ૦—આવશે એક બે રોજમાં, મોડા આવશે તો શું વહી ગયું? નેપથ્યમાં (કમાડ ઉઘાડજો) કોણ? નાથાલાલકે? કેમ શું કરી આવ્યા! (બાર ઉઘાડેછે)

ગોર૦—"શું કરી આવ્યા!" કેમ! અમે જઇએ ત્યાં વળી ફતેહ પામ્યા વગર આવીએ! લેઇ આવ્યા, વહુને.

નવનીધરાય૦—ઠીક

રૂક્ષ્મણી૦—(સાસુ સસરાને તથા નણંદને પગે પડીને) મારા બાપાએ તથા બાએ તમારા સર્વેના ખુશ ખબર પુછ્યા છે.

નવનીધ૦—વારૂ તેઓ તો ખુશીમાં છે?

રૂક્ષ્માણી૦—પ્રભુના તથા આપના પ્રતાપથી સર્વે ખુશીમાં છે.

ચંપા૦—ચાલો વહુ, વાળુ કરી લ્યો, અમેતો હમણાંજ વાળુ કરી ઉઠયાં (જાયછે)

---

# પ્રવેશ ૬ ટ્ઠો.

**સ્થળ—શયનગૃહ.**

**યશવંતરાય તથા રૂક્ષ્મણી.**

**રૂક્ષ્મણી૦**—(ઊંઘી ગએલ યશવંતરાયને ઢંઢોળીને) પ્રાણનાથ, અત્યારમાં કેમ ઊંઘી ગયા? ઉઠો.

**યશવંત૦**— ઊંહ, ઊંહ, ઊંહ (પડખું ફેરવેછે)

**રૂક્ષ્મણી૦**—(મનમાં) અરે નશીબ! હજીતો માની ગોદમાં સુવે એવડોછે તેની સાથે મારે પાનારૂં પડ્યું. હે પ્રભુ! તેં મારી આ શી ગતી કરી! હે દીનદયાળ ભક્ત વત્સળ ભગવાન! તેં મારાં નિર્દય માતપિતાને આવી મતી ક્યાંથી સુઝવી, જે આવાં નાનાં ગેંગટીઆં સાથે મારો સંબંધ કર્યો? હે પ્રભુ! મારી શી ગતી થાશે (યશવંતને) પ્રાણનાથ, પ્રિયપ્રાણનાથ, આટલી બધી ઊંઘ શાને?

**યશવંત૦**—સુવા દેની, ઊંઘ આવે છેને ઉથાડછ શું કલવા? મને સુવાદે.

**રૂક્ષ્મણી૦**— પ્રાણનાથ અત્યારમાં સુવું શું! જરા હસો, બોલો, વાતો કરો, લ્યો પાણી આપું તેથી મોહોડું ધોઇ નાંખો.

**યશવંત૦**—લાંદ ત્યાંથી આવી છે! જે મને ઊંઘવા દેતી નથી? (પાણીથી મ્હોડું ધોઇ ઓશીકે બીડી પડી હતી, તેમાંથી એક લઇ પીવા માંડેછે)

**રૂક્ષ્મણી૦**—(મનમાં) અરે દૈવ, શીવ! શીવ! શીવ! આ

શો ગજબ! હજીતો મારી છાતી સુધી પોહોંચે એવડો છે, એટલામાં આ શું વ્યસન! હરી હરી! મારા પૂરા ભોગ ન-બ્યા, એકતો નાનો કંથછે અને વળી પૂર્ણ લક્ષણવંતો, બીજા ગુણોતો કોણ જાણે કેવાએ હશે! પણ આતો દેખીતુંજ. (ચાસન) સ્વામીનાથ આ શું!

**યશવંત૦**—ચુપ, લાંદ લુચ્ચિ, જો બોલ્યતો માર થાશે, એમાં તારું શું ગયું જે તું બલ બલ કરેછે?

**રૂક્ષ્મણી૦**—સ્વામીનાથ, હુંતો સેહેજ વાત કરૂંછું, તેમાં આટલા બધા ગુસ્સે શાથી થાઓછો? હોય, માણસછે તેને વ્યસન પણ હોય, એમાં કાંઈ મને નવાઇ લાગતી નથી, પણ મારા વ્હાલા, તમને અત્યારથી આ વ્યસન લાગ્યુંછે તે આગળ હેરાન કરશે.

**યશત૦**—જો લાંદ વૈદની ઘોલી આવી? તે આગલની વાત તહેવા લાગી. પલી રેહે, નહીંતો એક બે તોપલાવવી પલશે.

**રૂક્ષ્મણી૦**—હશે, નહીં બોલું, સ્વામીનાથ, હુંતો તમને મસ્કરીમાં કહુંછું; વારૂ તમારા દોસ્તદાર કોણ છે? બ્રાહ્મણ છે કે બીજી જાતના?

**યશવંત૦**—તેની તાલે વધારે ચપ ચપ ના તલવી. માલા દોસ્ત બધા માલા જેવાજ છે, આતલામાં તું છું તમતે થે! હજી તો અમે ગનુંએ તલાંએ થોએ, હવે સુવા દે મને ઊંઘ આવેછે. (સુઈ જાયછે)

રૂક્ષ્મણી૦—(મનમાં) હરી! હરી! હે અનંત કોટી બ્રહ્માંડના પતિ! તેં, શું, મારે વાસ્તે આજ જોડું જોઈ રાખ્યું હતું! તારે ત્યાં શું મારા લાયક વરની ખોટ પડી હતી જે તેં આવું જોડું સોંપાવ્યું (યશવંતને) સ્વામીનાથ, ઉઠો ઉઠો, શું ઊંઘો છો? જરા બેઠાતો થાઓ, કાંઈ રંગ વિલાસની વાતો કરીએ.

યશવંત૦—જા લાંદ થીનાલ, થુવા દે, લંદ વિલાછ છાનો!
(ઊંઘી જાયછે)

રૂક્ષ્મણી૦—પ્રભુ મારા નશીબમાં જે હશે તે થયું, હજી તો છે જરા જેટલો તેટલી વારમાં કેટલાં બધાં બ્યસન! ઉઠ્યા કે તરત બીડી પીવાને જોઇએ, ને વળી બીજા લાંબા ચાળા છે, તેતો પ્રભુ જાણે શુંએ હશે, પણ આ બધું શું સૂચવે છે! મારા નશીબમાં અંધારૂં. હે પ્રભુ જ્યારે તેં મને દુઃખ દેવા ધાર્યું ત્યારે પેહેલાંથીજ કેમ મારી નહીં! ખરાબ બ્યસનમાં ચડ્યો છે એટલુંજ, પણ બીજી બાબતમાંતો જાણતો પણ નથી. વળી પૂરૂં બોલવાનું ભાને નથી.

હે જગત નીયંતા અનાથના નાથ પ્રભુ! તેં મારી આ દશા શીદને કરી! હે મારાં નિર્દય માબાપો! તમે મને, નજરે જોઇને આ ખાડામાં કેમ ઝોંકી! ઓ બુદ્ધિહીણ થઈ ગએલ હિંદુઓ! તમે તમારી અસલની, તમારા બાપદાદાના વખતની રીતિયોને કેમ મુકી દીધી? સ્વયંવર કરવાનો ચાલ તમે કેમ તોડી પાડ્યો? અને આમ ગરીબ અબળાઓપર આ જુલમ શા વાસ્તે કરવા માંડ્યો! જો આ વખતે તે

રૂડો ચાલ હોત, તો હું કોઈ દીવસ પણ આવા અણુસ-
મજુ, નીચ, દુર્વ્યસનમાં ગરકાવ થઈ ગએલ એક નાનાં
બચ્ચાંને પસંદ કરત નહીં, પણ અરેરે! હિંદુઓની અક્કલમાં
ક્ષીણતા આવી ગઈ છે, તેમની મતિ મંદ થઈ ગઈ છે,
તેમના વિચારો વેરાઈ ગયા છે, તેઓ અસલના જુના ચા-
લોને મુકી દઈ નવા ચલાવવા મંડ્યાછે અને તેમાં ડાહાપણ
છે એમ સમજે છે. ધિક્કાર હજો એ સમજણને, ધિક્કાર
છે તેઓની હાલની રીતિને જે અમ ગરીબ અબળાપર
આટલો બધો જુલમ ગુજારેછે. હે પ્રભુ! તું અમારી વારે
થા અને અમારૂં દુઃખ દુર કર.

(આંબાની ડાળે જોને, પોપટ મેનાં ચાંચમાં ચાંચ ધરેછે. રાગ)

પરમ કૃપાળુ પ્રભુ, દીન દયાળુ, અરજ અંતરમાં ધરજે,
બાળલગ્નનો, ચાલ નઠારો, નાશ તરત તું કરજે;
અમ અબળાનાં દુઃખ સઘળાંનો, પાર આવે જેમ વેહેલો,
એવી અક્કલ મારા, હિંદુભાઈઓના, અંતરમાં તમે પ્રેરો. ૧

(લેલી લેલી પોકારૂં મેં બનમેં—એ રાગ)

પીયુ પિયુ પિયુ કરતી ધરે હું, આવો પિયુ દેખી છાતી ડરે છું;
દશ વર્ષ તણું નાનું બાળ, જોઈ દિલમાં ઉઠેછે ઝાળ;
ભાંગ, ગાંજા, બીડીનું વ્યસન, તેવાં દુઃખ કરૂં કેમ સહન,
મારૂં ભણતર જીવતર જાણો, આ ભવે ગયું એળે પ્રમાણો;
હાંરે દેવ હે દેવ દેવાતું, આવું દુઃખ નથી રે ખમાતું,
મારી અરજ અંતરમાં ધરજે, કજોડાનો તરત નાશ કરજે;

હે પ્રભુ! હું જ્યારે મારે ઘેરથી નીકળી, ત્યારે મારા મ-

નમાં શું શું વિચારો થતા હતા ! હે નીયંતા પ્રભુ ! તારી ગતિ અપાર છે, જરા વારમાં તું રજનો મેરૂ અને મેરૂની રજ કરી નાંખે છે, આ હિંદુસ્તાનના રહીશો કેટલાંક વર્ષો પહેલાં, તેમનાં ડાહાપણથી ઘણીજ પ્રખ્યાતિને પામેલા હતા, દુનિયાંના સર્વ ભાગ કરતાં આ ભારતભૂમીએ સર્વથી પહેલાં ડાહ્યા પુરૂષોને જન્મ આપી, જે નામ કાઢ્યું હતું, તેજ ભારતભૂમિમાં હાલ નિરમાલ્ય હીજડાના જેવા પુરૂષો પેદા થયા, અને તેઓએ તેનું તેજ નામ ખોયું છે. ઉદય પછી અસ્ત અને અસ્ત પછી ઉદય એ તારો ચાલુ નિયમ છે. તેમ એક વખત ઉદય પામેલા આ ભારતખંડને ખરેખર અસ્ત પમાડી દીધો છે પણ હવે તો હે જગત નિયંતા પ્રભુ ! અમ ગરીબોપર કૃપા કરી, ભરતખંડનો કાંઇક ઉદય થાય તેવો ઉપાય બતાવ.

અરે મારા સ્વદેશી બંધવો! આમ કેમ નિરમાલ્ય થઇ બેઠાછો? તમારા પૂર્વજોએ કેટલી આબરૂ કાઢેલી? જે વખતમાં આખી પૃથ્વીના લોકો જંગલી અવસ્થા ભોગવતા, તે વખતમાં તમારા પૂર્વજો મહાન પંડિત થઇ ગયાછે, તેના વંશજો, તમે, આજે કેવી પડતી દશામાં આવી પડ્યા છો તેનો જરા વિચાર કરો. અને તમારૂં શ્રેય થાય તેમ કરો. આવા નઠારા ચાલો કાઢી નાંખવા વાસ્તે, તમારાં છોકરાંઓને કેળવણી આપો અને સ્ત્રી કેળવણીનો ફેલાવો કરો. હે સુધારાના સાથીઓ જો તમે આવા કેટલાક નઠા:

રા રીવાજો તોડવા ચાહાતા હો તો સ્ત્રી કેળવણીનો ફેલાવો થાય તેવા ઉપાયો કરો. પહેલાં અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે તેમની યવન[1] ભાષા શીખવા કોણ તૈયાર થતું? પણ જ્યારે અંગ્રેજી ભણેલાને સારી નોકરીઓ મળી ત્યારે તે ભણવામાં એટલો બધો પ્રચાર થયો કે, હાલ દરસાલ ૨૦૦૦ કરતાં વધારે જણ મેટ્રીકયુલેશનની પરીક્ષા આપેછે, તેમજ જો ઊંચી કેળવણી પામેલ સ્ત્રીઓને પણ સારી જગ્યાઓ મળશે, તો તેની લાલચે બીજાઓ પણ તેમની બેન, દીકરીને ભણાવશે, ત્યારેજ આપણા કેટલાક નઠારા ચાલો બંધ પડશે અને ત્યારેજ આમ અબળાપર પડતાં આવા દુઃખો દુર થશે, વાસ્તે હે આર્ય મંડળના અગ્રેસરો ઉઠો ને તમો સર્થી બનતી મેહેનત કરો (વિચાર કરતાં ઊઠી જશે.)



## પ્રવેશ ૭ મો.

### સુત્રધાર અને વિદુષક

વિદુ૦—દોસ્ત, દેતાળી.

સુત્ર૦—કેમ, આટલો બધો ખુશી?

વિદુ૦—પેહેલાં તાળી દે પછી કહું.

સુત્ર૦—(તાળીદઇને) કહેભાઈ, શું જોઇ ખુશી થયો?

વિદુ૦—મેં કાશીએ જઈ કરવત મુકાવવાનો વિચાર કર્યો છે અને—

---

૧ પહેલાં બધા લોકો તે ભાષાને યવન ભાષા કહેતા.

સુત્ર૦—તેમાં આટલો બધો ખુશી શાને થાય છે?

વિદુ૦—માગી લેવું જે આવતે અવતાર મને ગુજરાતનાં કોઇ શેહેરમાં કોઈ કુળવાન બ્રાહ્મણને ઘેર અવતારમળે.

સુત્ર૦—અરે મૂર્ખ પણ આટલો બધો ખુશી શાને! જે ભવિષ્યનાં અરે આગલા અવતારનાં સુખ વાસ્તે કરવત મુકાવે છે!

વિદુ૦—એર મૂર્ખ, હજી ખબર પડી નહીં! કુળવાન થઈશું તો ઘેર બેઠાં હમેશાં મોદકીઆં!!!

સુત્ર૦—કુળવાનનાં ઘરમાં તો ઘણાંને ભુખ હોય છે.

વિદુ૦—કહે છેકે હું ડાહ્યો અને હું ચતુર, પણ હુંતો ધારૂં છું કે તું પ્રજાપતીના ઘોડા જેવો છે.

સુત્ર૦—ભાઈ કહેતો હોયતો કેહેને.

વિદુ૦—ઘરમાં ભૂખ આવી કે બીજી પરણ્યા, એટલે પાંચ સાતસેંનો ગાંસડો, પછી ખાઇશું મોદક!!

સુત્ર૦—હાં, હાં, હવે સમજ્યો, પણ ખબર છે? હવેતો સુધારાના સાથી એવા મળ્યા છે કે, તે કુળવાનને હવે ઘણીવાર નભવા દેશે નહીંતો.

વિદુ૦—ખરેખર? ઠીક થયું જે કહ્યું તેં! નહીંતો જાત જીવના અને મોદકે ભેળા. પણ યાર જેણે પેલે ભવ ખરા દિલથી અને એક નિષ્ઠાથી પ્રભુ પુજ્યા હશે, તેનેજ કુળવાનને ઘેર જન્મ મળ્યો હશે; મારા જેવા હોયતો રોજ મોદક કરે. શી હરકત! મફતના પાંચ સાતસેં રૂપીઆ, વળી થઈ

રહે તો પરણે બીજી ને ત્રીજીને ચોથી એમ મરીએ ત્યાં સુધી પરણતા રહીએ.

સુત્ર૦—એમાં પ્રભુ શાના પુજેલ? પેલે ભવ પૂરાં પાપ કરેલાં જે ત્યાં પેદા થયા, કારણ જો, વધારે પરણે અને ઘરમાં ખાવાનું મળે નહીં એટલે ભવાડા થાય. પછી કોઈ કન્યા આપે નહીં. વળી બૈરાંઓની ઘરમાં એવી તકરાર થાય જે, રસ્તે જનાર લોકોને જાણે હોળીનો દીવસ હોય એમ જણાય, અને પછી જુઓ કુળવાનના ઘરનો ફજેતી, છોકરાં થાય અકરમી, બ્યસને પૂરા, બ્રહ્મ અક્ષર જાણવાની આખડી અને પછી તેમાં પુછવું શું?

વિદુ૦—ભૂલ્યો ભાઈ, મેંજ પેહેલાં કહ્યું હતું અને પાછો હુંજ ભુલું છું. મેલો એ કુળવાનનામાં પૂળો, સાળા મરે ત્યાં સુધી બૈરાંઓનાં ગાળો ખાય અને બીજાને અપાવતા જાય, તેનાં કરતાં હલકા કુળમાં રહી, સારો અભ્યાસ કર્યો હોયતો, આપણેતો જાણીએ છીએ કે ગમન.

પણ ભાઈ બીજી મજે ખુબ આવી પેલો દસ વર્ષનો પોર્યો બીડી પીતાં શીખ્યો છે?

સુત્ર૦—એ પણ કુળવાનનાં લક્ષણ, હજી અકર્મિ દશ વર્ષના થયા ત્યાંતો બીડી, તમાકુ, ગાંજો, ભાંગ પીતાં શીખ્યા અને અંબાજીની સેહેલ જાત્રા પણ કરે છે. મોટા થશે ત્યારે પછી એકાદ બે જે બાકી રહ્યાં છે તેમાં પ્રવીણ થશે, એટલે કુળવાનનાં ઘરનો અભ્યાસ ભણી પાર ઉતરશે.

વિદ્દુ૦-- અરે ભાઈ, આપણા હિંદુઓની અક્કલ તે કંઈ ધુળ મળી ગઇ છેકે શું? તેમનામાં એક કોડીનું પણ ગ્નાન હોયતો આમ થાય? મારોને કુળવાનો ને ગરદન; પણ શું કરીએ યાર, હાલના હિંદુઓતો ગાડરડાંની માફક ચાલતે રસ્તે ચાલ્યા જાય છે. તેમને સુધારવાને તમે પ્રયત્ન કરો, હજી તમે સુધારા વાળા શેરમાં બેઆની ભાર જેટલાછો તેથી તમારા પંથમાં વધારો કરો. મારા જેવા મૂર્ખ પણ તમારી વાત પસંદ કરેછે તો બીજા ભણેલ કેમ નહીં કરે!

સુત્ર૦—અરે ભાઇ! તને શી ખબર, ટ્રેનિંગ કાલેજ-માંથી પાસ થઈ ગએલ છે, તે લોકોમાંથી પણ ઘણા'જણ નવા ચાલોને ધિક્કારે છે ત્યારે કહે અભણ હરકત લે તેમાં શી નવાઈ?

વિદુ૦—હેં? ટ્રેનીંગ કોલેજના પાસ થએલ આવા છે? ધિક્કાર છે એવા જડસાઓને જે તેમના ભણતરનું તેઓએ જે સાર્થક કાઢ્યું તે આજ. હશે મુવા એવા કોઈ હોયતો, એટલાથી હિંમત હારતા નહીં અને કરો કાંઇક સારૂં

(જાય છે.)

— ⁂ —

# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—વડોદરા; ચંચળનું ઘર.**

**ચંચળ, રૂક્ષ્મણી, મંછા, માંદો ડોસો અને પછીથી વૈદ.**

**રૂક્ષ્મણી૦**—બેન ચંચળ, હમણાંતોતું દેખાતી પણનહોતી!

**ચંચળ૦**—તારા બનેવીને મંદવાડ છે અને મારાથી કેમ અવાય બેન?

**રૂક્ષ્મણી૦**—શું? શું છે બેન? મને તો ખબર પણ નથી.

**ચંચળ૦**—ચાર દીવસ થયાં મરડો થયો છે. તેમાં વળી શરીર નિર્બળ, વૃદ્ધાવસ્થા, એટલે પુછવું શું?

**રૂક્ષ્મણી૦**—હાય, હાય! વળી આ દુષ્ટરોગ ક્યાંથી આવ્યો

ડોસો૦—હાયરે,!! મરી ગયોરે મારા બાપ! પેટમાં વઢાઈ જાયછેરે

(આંખો ચડાવી જાય છે અને ઊંધો સુઈ જાય છે)

**રૂક્ષ્મણી૦**—બેન, જોયછે શું! જા, જા, કોઈ દાક્તરને બોલાવ, અરે, લાવની હું જાઉં, એમને પંખો નાંખજે જરા ઠીક પડે.

**મંછા૦**—રાંડ ભણેલી મળી એટલે લાવો દાક્તરને અને લાવો ફલાણાને. મારે તો દાક્તરનું ઓસડ નથી કરવું, રડ્યા દાક્તરતે શું જાણે! એતે ક્યાં નાડીવૈદ્ય છે! જે એને ખબર પડે. આ હું જાઉંછું તે પેલા મયાશંકર વૈદ્યને બોલાવી લાવું. (જાયછે)

**રૂક્ષ્મણી૦**—બેન, એઓને પંખો કર, એટલામાં વૈદરાજ પણ આવશે. (મંછા અને વૈદરાજ આવે છે)

વૈદરાજ, જરા આમને જુઓની, એઓનું શરીર દીવસે દીવસે નબળું થતું જાય છે. મરડો પણ ઘણાજ જોરમાં છે.

**વૈદ૦**—(નાડ હાથમાં લઈ, ત્રણ આંગળી ઊંચીનીચી કરી) બાઈ એને આમવાયુ થયું છે. અને તે પણ ઘણાજ જોરમાં છે. પણ હરકત નથી, સારૂં થયું જે તમે મને વેહેલથી તેડાવ્યો, નહીંતો પછી ટીક્કી લાગત નહીં.

**રૂક્ષ્મણી૦**—વૈદરાજ, ત્યારે તેનો કાંઈ ઉપાય તરત કરો જે જલદી નીરાંત થાય.

**વૈદ૦**—બેન, નીરાંત કરવી તો પ્રભુના હાથમાં છે, હું તો મારાથી બનતી મેહેનત કરીશ, એક જણ ચાલો મારી જોડે એટલે દવા આપું.

**મંછા૦**—ચાલો હું તમારી જોડે આવુંછું. (જાયછે)

**રૂક્ષ્મણી૦**—હમણાં ગોળી આવશે એટલે બધું સારૂં થશે.

**ડોસો૦**—મરી ગયાંરે ! ! હાય હા—(કહેતાં આંખો ફરી જાયછે અને ગરદન નમી પડેછે.)

**ચંચળ૦**—શું ધારેજ રાખ્યું ? આતો થઈ રહ્યું દેખાય છે ને શું? (મંછા આવેછે)

**મંછા૦**—લહુ લ્યો, આ ગોળી મધની સાથે ખવરાવો.

**ચંચળ૦**—મંછા બા, જુઓતો ખરાં, શુંથઈ ગયું ? (કાંડું હાથમાં ઝાલીને) આતો નાડી પણ ચાલતી નથી ને શું ! હાય હાય ! મારાં નશીબ ફુટ્યાંરે બેન !

**રૂક્ષ્મણી**૦—ચંચળ, ગભરાયછે શું? હુશીઆર થા.

**મંછા**૦—રાંડો ભેળી થઇને મારવાનેજ, ખસો દુર જાઓ, શું છે? (છાતીએ હાથ મુકેછે. કાંડું લઈ નાડ જુએછે) હાય! હાય! મારા માના જાયા વીરરે (બુમ મારે છે)

**ચંચળ**૦—હાયરે! સ્વામીનાથરે (મુર્છાગત થઇ પડેછે)

**રૂક્ષ્મણી**૦—(ચંચળને સાવધ કરી) બેન, આમતે હોય? પ્રભુને જે ગમ્યું તે ખરૂં. આમ રડવાથી કંઈ વળ્યું? સાવધ-થા અને જોઇતી તૈયારી કર. થવાનું થયું. કહ્યુંછે કે:—

"બનવાનું નથી તે બનતું નથી અને બનનાર હોયછે તે ફોકટ થતું નથી એવા વિચારરૂપી ઔષધ હે મનુષ્ય તમે કેમ પીતા નથી? કે જેથી તમારી ચિંતા મટે.

**ચંચળ**૦—બેન, મને ગમ નથી પડતી, અરે પ્રભુ! આખરે તેં મને આ દીવસ આપ્યો? હે મારા પૂર્વજન્મનાં શત્રુ માવિત્રો તમે મારાપર પુરતું વેર લીધુંરે.

**રૂક્ષ્મણી**૦—ચંચળ ડાહી થા બા, ગભરા ના (ધીરજ આપેછે) (તેનાં સગાંસ્નેહી આવેછે તે બુઢ્ઢાની નનામી બાંધી દુધેશ્વર લઈ જાય છે. વળતે દીવસે ચંચળનાં માબાપ આવે છે.)

**ચંચળનીમા**૦—(કુટતી આવેછે) હાય પરોણા, હાય વેરી, હાય દીકરીના, હાયરે દુશ્મન, હાયરે થઇને, હાયરે દુઃખના, હાય દરીઆમાં હાયરે નાંખી, હાય હાય.

**રૂક્ષ્મણી**૦—હાયરે બેની, હાયરે તુજને, હાયરે તારાં, હાય

માબાપે, હાય જાણીને, હાય કુવામાં, હાય ધકેલી, હાય હિં-દુભાઈ, હાયરે તમને, હાયરે ધિક્ક છે, હાય અબળાના, હાયરે ઉપર, હાયરે જરા, હાય દયા નહીં, હાયરે લાવો, હાય હાય.

ચંચળનો બાપ૦—ઓ મારી વ્હાલી દીકરીરે !

વિદુ૦—હાયરે કુળવાન ઘર જોઈ વરાવનાર છોડીના વેરી બાપરે (બધાં ઘરમાં જાય છે)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ચંચળનું ઘર

**ચંચળ, મંછા, ૧ લો, ૨ જો, ૩ જો નાતશેઠીયા.**

૧ લો શેઠીઓ૦—બેન મંછા, સાંભળ, કાંઈ નાતરીત પ્રમાણે કર્યા વગર ચાલવાનું છે ?

મંછા૦—ના, ભાઈ, ચાલે તો નહી પણ મારા ભાઇના ઘરમાં ખોટી બદામ પણ નથી તે કેમ થશે ?

૧ લો શેઠ૦—બા, ગમેતેમ કરો, પણ કર્યા વગરતો ના ચાલે, તેમાં વળી મેહેતાજીનું ઘર અને ઘરડું માણસ.

૨ જો શેઠ૦—કર્યા વગર છુટકો નથી, જો ગરીબછે તો સહકુટુંબ તો નહીં પણ જનોઇમાત્ર નાતતો કરવીજ જોઇશે.

ચંચળ૦—તમે બધાં વાતો કરોછો તેતો ઠીક, પણ ઘરમાં શુંછે તેની કાંઈ ખબર છે ?

૩ જો શેઠ૦—બાઈ, ઘર વેચો, બારૂ વેચો, ઘરાણાં વે-ચો. કરજે કાઢો, ચોરી કરો, યા થાય તેમ કરો પણ નાતની કર આપ્યા વગર છુટકો નથી.

વિદુ૦—બેન, જો, ગમેતેમ કર, પણ આ ભદ્દાઓને લાડુ જમાડશે તોજ તારો છુટકો થશે, તારાં માબાપ આ-વ્યાં હતાં ત્યારે મોકાણ માંડી હતી તે ખરી નહીં. ખરીતો મંડાશે. આ ભદ્દાની. ખાતરપર દીવેલ.

૪ થો૦—સાળો આ જોની લાંબી જીભવાળો, જ્યાં જો-ઇએ ત્યાં આગળનો આગળ.

વિદુ૦—મારૂં બોલવું તને પસંદ પડે નહીં, તો હું આ ચાલ્યો. (જાયછે)

મંછા૦—ભાઈ તમારે પાલવે તેમ કરો; જુઓ મારા ભા-ઇની પુંજીમાં એક આ ઘર છે, ને બાકી તો રૂ૧૦૦) નાં ઘરાણાં હશે, તે વેચીને પણ તેની પાછળ જેમ સારૂં કેહે-વાય તેમ કરવું. જનોઇમાત્ર શા વાસ્તે, સહ કુટુંબ નાત કરીશું; મારે કંઈ મારા બાપનું નામ ડુબાવવું નથી, જે જ-નોઇમાત્ર કરીયે.

૨ જો૦—બેન ઘરના રૂ૩૦૦) મળશે, અને રૂ૧૦૦)નાં ઘરેણાં મળી રૂ૪૦૦) થયા, અને સહકુટુંબ કરતાં રૂ૫૦૦–૫૫૦ નું ખર્ચ થશે, તે ક્યાંથી લાવશો?

મંછા૦—અપાવો તમે. (ચંચળસામી આંગળી કરીને) આ બાઇના નામપર, રળશે ને ભરશે. એના માંટીનું સારૂં કહેવાશે, કંઈ મારૂં નહીં કેહેવાય!

૩ જો૦—હા ઠીકછ્યો, ચાલો ભાઈ બિચારી બૈરાંઓ એ-કલી છે. વાસ્તે તેમને ગોઠવણ કરી આપીએ. (જાયછે.)

# પ્રવેશ ૩ જો.

### સ્થળ—નવનીધરાયનું ઘર.

**નવનીધરાય, ચંપાગવરી, મહાલક્ષ્મી, યશવંત, ને પાછળથી વૈદ.**

ચંપા૦—સાંભળોછો કે, જસુને ત્રણ દિવસ થયાં ઘણોજ સખત તાવ આવે છે, ખાતો પણ નથી, શરીર બધું લેવાઈ ગયું છે, છૈયો દિવસે દિવસે ઘસાતો જાય છે, થયો તો બાર વર્ષનો. પણ આઠ વર્ષના છૈયા જેવડો દીસે છે.

નવનીધરાય—ઠીક તેને આજ કાંઈ જુલાબ આપીએ, અને દાક્તરને બોલાવીએ. તે દવા આપશે, એટલે મટી જશે. (મહાલક્ષ્મીને) માસી, બા. જાને પેલા અમથાલાલ દાક્તરને બોલાવી લાવને.

મહા૦—તે દાક્તર કહીંઆગળ રહે છે!

નવનીધ૦—રાયપરના નાકા પાસે, તારો કાન વહેતો હતો. ત્યારે દવા આપી હતી તે.

મહા૦—ઠીક, ઠીક, બાપા, એતો મેં જોયું છે. આ તેડીને લાવી. (જવા માંડે છે)

ચંપા૦—ના, ના, મારેતો દાક્તરની દવા નથી કરવી, મારો રડ્યા દાક્તર તે શું જાણે? નાડીતો જોતાં આવડે નહીં, મોટે કહીયે ત્યારે ઓષડ આપે, તે પણ લાગુ પડ્યું તો સારૂં, નહીંતો કંઈ ઝેર આપીને મારીનાંખે, અને સારૂં થાય તોય શું? એતો ભ્રષ્ટ વાડો. દારૂ પાય—

નવનીધ૦—રાંડોની અક્કલ કેટલી! વળી દારૂ તે પાતા હશે! ને ઝેર તે આપતા હશે! શું તેઓ માણસને જીવાડવાનું કરે છે કે મારવાનું.

ચંપા૦—મારેતો તે દાક્તરની દવા નથી કરવી, પછી શું! (મહાલક્ષ્મી) માલી—પેલા મયાશંકર વૈદને બોલાવી લાવ.

(મહાલક્ષ્મી જાય છે. અને વૈદને લાવે છે)

ચંપા૦—આવો વૈદરાજ, આ અમારો જશભાઈ ત્રણ દિવસ થયાં તાવમાં પડ્યો છે, તે ખાતોએ નથી અને પીતોએ નથી, તેને કંઈક ઓસડ આપો.

વૈદ૦—(કાંડું હાથમાં લઈ.) આને તો રક્તજ્વર ઘણાજ જોશમાં થયો છે, શરીર કેવું લાલ થઈ ગયું છે? આના વાસ્તે તો કસ્તુરીની ગોળીવગર બીજો કાંઈ ઈલાજ નથી, વાસ્તે બા, ૩૨૫—૩૦ નું ખરચ થશે.

ચંપા૦—૩૨૫ તો શું પણ પચાસનું થાય તો પણ શું થયું! કંઈ છૈયા કરતાં રૂપીઆ વધારે છે! એ જીવે તો એટલા રૂપિયા એના નામપર.

વૈદ૦—સારૂં ત્યારે, મોકલાવજો રૂપિયા. એટલે ગોળીઓ કરી મોકલાવીશ. (જાય છે)

ચંપા૦—પેલા વૈદને ૩૨૫) જલદીથી આપી આવો, અને લઈઆવો ઓસડ. કે તરત ભાઇને સારૂં થાય.

નવનીધ૦—મારી પાસે વધારાના રૂપિયા નથી, મારે તો દાક્તરની દવા કરવી છે.

ચંપા૦—તમારી પાસે વધારાના પૈસા નથી, ત્યારે મારે શું છૈયો વધારાનો છે? કે દાક્તરની દવા કરી મારી નાંખીયે. બીજો એક પણ હોત ? તો ઠીક, પણ આતો આના પરજ આધાર.

વિદુ૦—કરો તકરાર, અને મારો જસુ ભાઇને.

ચંપા૦—જોની ભાઈ, છૈયા કરતાં પૈસાપર હેત વધારે છે, શું પૈસાને પુળી મુકવી છે ? મરશે ત્યારે પૈસો પાછળ પિંડ મુકશે !

નવનીધ૦—ચુપ;રાંડ રહે છાની, લે રૂપિઆને, જા કરકાળુ

(રૂપિઆ આપે છે, તે લઈ ચંપા જાય છે, ને ગોળીઓ લાવે છે, વળતે દિવસે, યશવંતને. આખા શરીરપર ઘણીજ મોટી શીળી નીકળે છે.)

ચંપા૦—જસુતો વધારે માંદો થયો, વાસ્તે તેને સાસરે કાગળ લખો. જેથી તેમની વાત રહે નહીં.

નવનીધ૦—એમાં તે શું ? કાલ સારો થશે. ત્યારે બોલાવીશું.

ચંપા૦—પણ આતો શીળીએ કાળો કેર કર્યો છે, તે બળીઆ કાકા ઉઠાડે ત્યારે ખરો; આપણે બોલાવવામાં શું જાય છે ?

નવનિધ૦—વારૂ, લે ત્યારે લખુંછું

(જશુ ઘણો માંદો થવાથી કાગળને બદલે તાર કરે છે.)

—※—

# પ્રવેશ ૪ થો.

સ્થળ—અનંતરાયનું ઘર.

અનંતરાય કમળાગવરી. પછીથી પટાવાળો.

કમળા૦—સાંભળ્યું કે, આપણી રૂખીનો હાલ ચારપાંચ દિવસ થયાં કાગળ નથી તે શું?

અનંતરાય—કંઈ કામમાં પડેલ હશે, એટલે નહીં લખેલ હોય?

કમળા૦—તમનેતો ઠીક કે ઘેર મૂક્યું એટલે બધી ચિંતા ટળી. પણ મારે તો, મારી રૂખી રાત દિવસ યાદ આવે છે.

(નેપથ્યમાં) અનંતરાય છબીલરાય કોન?

અનંત૦—કેમ ભાઈ.

પટાવાળો૦—લ્યો તુંમારા તાર.

અનંત૦—(સહી કરી તાર લે છે. અને વાંચે છે.)

"Yashvant dangerously ill of Small-pox, come if can"

(વાંચી રહીને.) યશવંતરાય ઘણાજ બીમાર છે, એમ લખે છે.

કમળા૦—હાય હાય! શું થયું હશે.? હે અંબાજીમા, યશવંતરાયને સારૂં થશે, તો અડવાણે પગે તારી યાત્રા કરવા આવીશ, અને સવા પાંચ રૂપિયાનો થાળ કરીશ, ને ત્યાં લગણ મીઠું નહીં ખાઉં.

અનંતરાય – શીતળા નીકળેલ છે એમ લગ્મે છે; અને વળી લગ્મે છે કે અવાયતો આવજો.

કમળા૦—ચાલો, ગાડીનો વખત થયો હશે માટે જઇએ.

અનંત૦—હું પણ આવુંછું ચાલો.

(જાય છે.)

—————

# પ્રવેશ ૫ મો.

**સ્થળ નવનિધરાયનું ઘર ને પછીથી સ્મશાન.**

**નવનીધરાય, ચંપાગવરી, મહાલક્ષ્મી, યશવંતરાય, અનંતરાય, કમળાગવરી અને રસ્તાનો લોકો.**

ચંપા૦—જસુને દિવસે દિવસે વધારે થતું જાયછે, જુઓને, ચળ કેવા જોરથી ચાલે છે, આખું શરીર શીળીર્યા છવાઈ ગયું છે; તલ મેલ્યાની પણ જગો નથી.

નવનીધ૦—હોવે, પ્રભુ સારૂં કરશે. (યશવંતને.) જસુભાઇ, કેમછે !

યસવંત૦—બાપા, માઆ મોંધામાં કંઇક થઈ જાયછે, પેત તુંથાય છે, ને આથા છલીલમાં સવલાત થઈ રયોછે

(અનંતરાય ને કમળાગવરી આવે છે)

નવનીધ૦—આવો, અનંતરાયજી.

અનંતરાય૦—હા. જી, કેમછે યશવંતરાયને ?

નવનીધ૦—શીળી બહુ જોરમાં ઉપડેલ છે; મોઢામાં

પણ શીળી. આંખોમાં પણ શીળી.

ચંપા૦—ચાર દિવસથી તો ખાતોય નથી.

કમળા૦—હાય, હાય, આખું શરીર, ઢંકાઈ ગયું છે ને, ચંપાબઈ તમે કંઈ બળીઆ કાકાની આખડી રાખી કે નહીં?

ચંપા૦—મારી બાઈ એતે ભૂલ્યા હઈશું? જુઓ મારો જસુ આમાંથી સારો નરવો ઉઠે તો, પચાશ રૂપિયાની માતાજીને ચુંદડી ઓઢાડવી, ને જસુને અડવાણે પગે ત્યાં તેડી જવો. પણ—

કમળા૦—પણ શું? બળીઆ કાકા સારૂં કરશે. (યશવંતને) યશવંતરાય કેમછે બાપુ. તમને.

યશવંત૦—ગલું છુતાઈ જાયછે. પેતમાં અને છ—લી. —લે—ચ—

(કેહેતાં એકદમ શ્વાસ અચકાય છે, અને બે ત્રણ. ઊંડા શ્વાસ લીધા પછી તદન બંધ થઈ જાયછે)

નવનીધ૦—(કાંડું હાથમાં લઇને.) હાયરે, આતો નાડી બંધ થઇને શું?

અનંતરાય૦—હાયરે. પરોણારે। તેં કયા જન્મના વેર વાળ્યાં!

ચંપા૦—હાયરે દીકરા, શું થયુંરે!

નવનીધરાય૦—(યશવંતના સામું જોઇને) જસુ, જસુ, બાઈ, બેટા, કેમ બોલતો નથી! એકવાર તો બોલ, અરે દીકરા, આમ અબોલા લઇને ગયો, હાય હાય! મારા કરમ ફુટ્યાંરે મારા બાપ!

મહાલક્ષ્મી૦—ભાઈ, ભાઈ, આમ શું કરે છે! બા. અને બાપા તારે વાસ્તે કેટલું તલખે છે? તેને જવાબ તો આપ.

અનંતરાય૦—વ્યાસજી, થનાર થઈ ગયું, વાસ્તે નાતના માણસને તેડવા મોકલો.

(ગોરને મોકલે છે, અને થોડી વારમાં સગાંસ્નેહી આવી. જસુભાઇની. નનામી બાંધીને લઈ જાયછે.

નવનીધ૦—હાયરે, દીકરારે! મારૂં નખોદ વાળ્યુંરે. દીકરા!

અનંતરાય૦—હાય,પરોણારે! કયા જન્મનાં વેર વાળ્યાંરે!

વિદુશક૦—હાયરે. બાળલગ્ન કરનાર, માવિત્રોરે. છોડીને ખુશીથી, રંડાપો આપનાર બ્રાહ્મણોઓરે!!!

૧ લો નાગરીક૦--ભાઇરે કોણ મરી ગયુંરે!

વિદુષક૦—પેલા નવનીધરાય વ્યાસનો છૈયો.

૨ જો ના૦—અરરર, કેવડો હતો?

વિદુષક૦—અગિઆર, વરસનો.

૩ જો ના૦—એમાં અરરર શું કરેછે? બધાને મરવુંતો છે ની? જે વહેલો મુવો. તેને નામે ઓછું પાપ ચડ્યું. અને તેથી તેતો ભાગ્યશાળી થયો.

વિદુષક૦—ભાઈ એમજ મુવો હોતતો જાણત જે, એને નામે ઓછું પાપ ચડ્યું. પણ આતો વધારે પાપ કરવાનું પાછળ મૂકી ગયો.

પેહેલો નાગરીક૦—એમ કેમ ભાઈ!

વિદુષક૦—એ રાંડો રંડાઈ તેથી.

બીજો નાગરીક૦—હા, ભાઈ, હા, મારી પોળનો એક ડોસો ત્રણ માસપર ગુજરી ગયો, તેને ચાર બૈરીઓ રંડાઈ, અને આ પણ અગિયાર વર્ષનાની પાછળ બે. સાળા બ્રાહ્મણનું તો બોલવુંજ નહીં,

પેલો નાગરીક૦—અત્યારમાં બે શાવાસ્તે પરણાવી હતી?

વિદુષક૦—ઘરની ભૂખ ટાળવા.

બીજો નાગરીક૦—સાંભળ જો ભાઈ, ભૂખ ટાળવા કે વધારવા?

વિદુષક૦—ટાળવા, ભાઈ, ટાળવા. જો, એ છેપો પેહેલી પરણ્યો, ત્યારે બારસેં એકાવન માળ્યા, અને બીજીની વખતે સાતસેં એકાવન, હવે કહે ભાઈ. ભૂખ ટાળવા કે વધારવા?

પેલો નાગરીક૦—ખરી, વાત, ભાઈ, બ્રાહ્મણ ભાઇનું. જે કહેશો તે ખરૂં. (જાયછે.)

(બધા પુરૂષો દુધેશ્વર જાયછે ને બૈરાંઓ બારીને આરે જઈ રૂક્ષ્મણી તથા તેની શોકને ચુડાકરમ કરાવી ઘેર આવે છે. ઘરમાં જઇને)

નવનીધરાય૦—અનંતરાયજી-કહો પછાંનું શું કરવુંછે?

અનંતરાય૦—ભાઈ મેલો વાતને, મારા નસીબમાં શું એ લખ્યું હશે, અને પૂર્વે કોણ જાણે શાંયે અઘોર પાપ કર્યા હશે, જે આ દુઃખ જોવું પડ્યું, આગગાડીનો વખત થયો છે હું તો જઇશ.

નવનીધ૦—ભલા માણસ, નાત રીત પ્રમાણે પક્ષાનું સ-મજ્યાવિના. જવાય?

અનંતરાય૦—મારેતો કાંઈ જોઇતું નથી, તમારે પાલવે તેમ કરજો (જાયછે.)



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રૂક્ષ્મણીનું ઘર

### રૂક્ષ્મણી અને ચંચળ

ચંચળ૦—બેન રૂક્ષ્મણી, આપણાં નશીબતો ફરી વળ્યાં. મારાં નશીબમાંતો મારા બાપે પૈરણાવતી વખતજ રંડાપો આપ્યો હતો, પણ બેન, તારેતો પ્રભુનો કોપ થયો.

રૂક્ષ્મણી૦—હોય બા, નશીબમાં લખેલ તે શું મિથ્યા થાયછે? પણ હવે મારાથી રેહેવાતું નથી, વ્યસની હતો, દારૂ-બાજ હતો, નાની વયનો હતો, પણ સોળે શણગારનો ધરાવ નારતો હતો? મીણ નોય પણ માટી ક્યાંથી! બેન, હુંતો વિચારૂંછું ત્યારે મને રડવું આવેછે.

ચંચળ૦—શું કરીએ? રડીને ક્યાં જઇએ? હવેતો જે દુઃખ પડે, તે સેહેજે. સહન કરવાં જોઇએ. તારેતો તારાં માવીત્ર પણ પૈસાદાર છે, તે ઠીકછે. પણ મારેતો તે પણ ગરીબ છે. અને વળી બસેંનું દેવું છે.

રૂક્ષ્મણી૦—બેન, માવીત્રોને ઘેર રહીને પણ શું કરવું? ધણી વગરના ઢોર સુનાં, મનેતો રાત દિવસ એજ ચિંતવન

થાયછે કે, હે પ્રભુ ! તું મને આ દુઃખમાંથી મુક્ત કર.

**ચંચળ૦**—એમ યમનું કર; પણ અરેરે ! આપણ દુઃખીઆરીના નશીબમાં, જો મોત વેહેલું હોય, તો અત્યારમાં રંડાપો શું કરવા હોય.

**રૂક્ષ્મણી૦**—અરેરે ! ત્યારે જીવીશું ત્યાં સુધી આજ દુઃખ ? હરી! હરી !

રાગ ઓખાહરણનો.

હવે બાળલગ્ન અટકાવો, તો મળશે તમોને લ્હાવો; ટેક
હાંરે મૂરખ હિંદુ ભાઈ, તમે કરો વિચાર ન કાંઈ;
તેથી આવી દશાએ આવો, હવે બાળલગ્ન૦ ૧
ગઈ વિદ્યા સઘળી તમારી, તેનું દુઃખ ન લીધું ધારી;
હજી ઊંધા તમારા વિચારો, હવે બાળલગ્ન૦ ૨
જુઓ શરીર તમારાં *યારો, ચાળીશે તમારો આરો;
તોય તમે નહીં પસ્તાઓ, હવે બાળલગ્ન૦ ૩
ક્યાં ગયું તમારૂં શૂરાતન, ખોઈ બેઠા હવે તનમન ધન;
હજી વાત રૂદયમાં વિચારો, હવે બાળલગ્ન૦ ૪

હે દીન દયાળુ અનાથના નાથ, જગત નિયંતા પરમેશ્વર? તેં અમારા હિંદુ આર્ય ભાઈઓની અક્કલ કેમ મુંઝાવી નાંખીછે. શાસ્ત્રના વચનો પણ તેઓ કેમ ભૂલી ગયા? હરી ! હરી ! હિંદુઓનો પડતો દિવસ આવ્યો છે, નહીંતો આમ હોય ! મોટા મોટા રૂષિયો કહી ગયા. તે એક કોરાણે મેલી,

* ભાઈઓ.

નવા ચાલો પેદા કર્યાં છે. હે આર્ય બંધવો? મનુસ્મૃતિને માનનારા! તમે તે સ્મૃતિ પ્રમાણે. શું કરોછો, ચોવીશ વર્ષના વરને આઠ વર્ષની કન્યા આપવી જોઇએ, તેનું તમે શું પ્રમાણ રાખ્યું છે? બ્રાહ્મણના છોકરાને આઠ વર્ષની વયે જનોઈ દેવું, ત્યાર પછી બાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરાવવો, બાદ ગ્રહસ્થાશ્રમમાં નાંખવો, એવાં મહામુનીઓનાં વચનને તમે શું માન આપોછો?

હે દુષ્ટ બુદ્ધિના. કુમાર્ગે ચડી ગયેલ; મારા હિંદ વાસી આર્ય બંધુઓ! તમે બચપણમાંથી તમારા છોકરાંને પરણાવવામાં જે માન ધરાવોછો, તે માનને ધિક્કાર છે, તમારી તે મતિને ધિક્કારછે; જુઓ તેનાં માઠાં ફળ, બચપણમાંથી પરણાવી. તમારી પુત્રીઓને રંડાવોછો, તેમનાં કરેલ પાપ કર્મોનો ઢાંકપિછાડો કરોછો, અને વખતે બાળકોની હત્યા કરવા પણ તૈયાર થાઓછો.

હે દુષ્ટ! હે નીચ બુદ્ધિના આર્ય! આવા ખરાબ ચાલથી તમને ઘણીએ ઠોકરો વાગીછે, તમે તમારૂં અગાઉનું જ્ઞાન ખોયું છે. તમારૂં આયુષ્ય ટુંકું કરવાનો શ્રાપ તમારા હાથેથીજ વોહોરી લીધો છે, તમારી સ્વતંત્રતા ખોઇ છે; અને હીજડાની માફક "હુકમ કરે તે રાજા." એમ કબુલ કરી, ઘરને ખૂણે ગુપચુપ બેશી રહ્યાછો. આ ઠોકરો કાંઈ થોડી નથી, વાસ્તે ચેતો, અને હવેથી એવી ઠોકર વાગે નહીં, વાસ્તે તમારા ચાલવાના રસ્તામાં, જે પથ્થર હોય તેને દુર

કરો, એવી આ મારી દુઃખથી પીડાથી, બાળલગ્નના ખરાબ ચાલથી દુઃખરૂપી મહા સમુદ્રમાં આવી પડેલી, એક અબળાની વિનંતી છે.

હે મૂરખો! જુઓ તમે તમારાં એવાં પાપી કર્મપર ચાલ્યા જશો,તો તમારૂં આગળપર શું થશે, તે પ્રભુ જાણે, પણ હું અનાથ, નિર્દોષ બાળકી, કહુંછું કે તમારૂં હમણાના કરતાં પણ વધારે ભુંડું થશે, હાલ તમે ચાળીશ પછી બુઢ્ઢા કહેવાઓછો, તે ચોવીશ પછી કેહેવાશો, અને તમારામાં જે હજી થોડું જ્ઞાન છે. તે બધું ક્ષય પામશે, અને જનાવરોની પેઠે પરતંત્ર રહી દિવસ કાઢશો. (રડી પડેછે)

ચંચળ૦—બેન રડેછે શું? તું રડેછે તેથી મારાથી નથી રેહેવાતું. હુંતો જાઉંછું.

રૂક્ષ્મણી૦—આવજે હો બેન. (જાયછે.)



# પ્રવેશ ૭ મો

## સુત્રધાર અને વિદુશક.

વિદુશક૦—યાર, આતો એક હસવું ને બીજી હાણ.

સુત્રધાર૦—કેમ, ભાઈ, આતો રડવાનું છે, તેમાં વળી હસવું શાનું?

વિદુશક૦—તુંતો ઉપર ઉપરનું જો એટલે થયું, કાંઈ અંદરથી ઠેઠ વિચાર કરેછે?

સુત્રધાર૦—હુંતો ધારૂંછું, કે આમાંતો બધું રડવાનુંજ હતું.

વિદુશક૦—તું પંડિત બન્યો ખરો, પણ જરા ખંડિતછે. સાંભળ પેલી ચંચળનો ડોસો, અરે ભૂલ્યો, એનો ધણી મુવો ત્યારે જોયું કે નહીં?

સુત્રધાર૦—શું. ભાઈ?

વિદુશક૦—આ. તમારો નફટ ચાલ; મરી ગયો, તેના પાછળની મોકાણ, ઘર વેચ, બાર વેચ, જેરી વેચ, છોકરાં વેચ, નાગો ફર, ભૂખ્યો મર, ચોરી કર. છીનાળી કર. પણ મરે તેના પાછળ નાતને દંડ દેજે ખાવાને, નાતના મસ્તાના આખલા સરખા જુવાનીઆઓ, રેશમી મુગટા પેહેર્યા છે, ગળામાં રેશમી રૂમાલ બાંધ્યો છે, હાથમાં રેશમી રૂમાલ, નેણે સીંદુરની આડ, કપાળમાં વિભૂતિનાં કોરીને પાડેલ ત્રણ લીટાં, માથાના વાળનાં પટીયાં પાડ્યાં છે, હાથમાં હાથ મેળવ્યા છે, અને પાનકોરના નાકાની વસનાર જેમ સતી નીકળે, તેમ સ્ત્રીઓનાં ટોળામાં મરી ગયેલનો "શોખ" બતાવવા નીકળ્યા છે, કોઇની મશ્કરી કરેછે, કોઇની ચેષ્ટા. કરેછે. અને કોઇને ધમકાવે છે, જુઓ ભાઈ, બ્રાહ્મણોની મરનાર પાછળ મોકાણ માંડવાની રીત!!!

સુત્રધાર૦—વાહ. યાર, તેં સારી શીખામણ લીધી, તારા પ્રમાણે જો એ લાડુભટો શીખામણ લે, તો આ બધું કાસળ જાય, પણ યાર, એ મૂર્ખ ભટાઓતો જો એ બાબતનું કોઈ બોલે, તેનાપર ચીડાય અને બની શકેતો. તેને નાતથી બહાર પણ કાઢે.

**વિદુશક૦**—છોને ખાતા, અને છોને કારજ કરતા, પણ જેનાં ઘરમાં હાલ્લાં કુસ્તિ કરતાં હોય.

અને બાપ એકલો હોય, તો તેને પણ કહેશે કે, કરજ કર, પણ અમને જમાડ. કારજ કરવામાં જે પૈસા વાપરે છે, તે જો તેઓ કેળવણી વધારાના અગર એવાં પુન્યના કામમાં વાપરે તો કેટલું પૂન્ય થાય!

**સુત્રધાર૦**—ભાઈ, ધીરજ રાખીશ, તો પ્રભુ સારાવાનાં કરશે.

**વિદુશક૦**—ત્યારે, જોઇએ છીએ, પણ, એક બીજી ગમત પડી, નવનીધરાયનો એકનો એક છૈયો મુવો. પેલા અનંતરાયની એકની એક છોડી રાંડી, અને જ્યાં સ્મશાન જઈ આવ્યા ત્યાં તો નવનાથ કહેછે કે પલ્લાંનું શું કરવું છે? શાળાનો છૈયો મુવો તેતો જાણે કંઈ નહીં, અને તરત રૂપૈયાની વાત કરવા મંડ્યો.

**સુત્રધાર૦**—હોય ભાઈ, દુનિયાં બધી પૈસાનીજ છે.

**વિદુશક૦**—પણ આમતે હોય? અગિઆર વર્ષનો છૈયો મરી ગયો, ઘરમાં બે જુવાન રાંડો રંડાઈ, અને તરત કર રૂપિઆનો ચોખ્ખ, આના કરતાં સ્મશાની લાકુ ખાવાવાળા શાને ભુંડા? દશ દિવસ પછી તે બાબતની વાત કરી હોત, તો શું વધારે આપવું પડત? જે બાળીઆવ્યા કે તરત મા-"મારા રૂપૈયા" કહીને બેઠો.

**સુત્રધાર૦**—બશ યારે, હુંતો કહુંછું કે, જેમ તારી મતિ

સુધરી, તેમ જો આ ભટ્ટાની સુધરે, તો આ નાટક કરવાની મારી મેહેનત સફળ થઈ એમ હું માનું, પણ "એ દિન ક્હાંથે કે મિયાંકે પાઉંમે જુતિ" ના, ના, પણ થોડા રોજમાં તે પણ થશે, "હિંમતે મરદાં તો મદદ અલ્લા." એમ ધારી હવે તો એવા ભટ્ટાઓને ચોતરફથી ઉપદેશ દેતાં રહેવું, એ-ટલે કંઇક થશે ખરૂં.

વિદુશક૦—ઠીકછે ત્યારે હુંતો હવે જાઇશ. (જાયછે)



# અંક ૬ મો,

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—રૂક્ષ્મણીનો મેડો. અમદાવાદ.**

**રૂક્ષ્મણી અને પછીથી ચંચળ.**

રૂક્ષ્મણી૦—અરે પ્રભુ? તારે જ્યારે મને આ પ્રમાણે દુઃખ દેવું હતું. ત્યારે જન્મજ શા વાસ્તે આપ્યો? અને આમ રીબાવી રીબાવીને મારવી છે ત્યારે એકદમ કાં નથી મારતો? હવેતો, હે દીનદયાળ! મારાથી આ વેદના નથી ખમાતી, વાસ્તે મારા પર કાંઇક પણ દયા કર, અને મારાં દુઃખનો અંત આણ.

(મરતી હું તોરે ઇશકમે તું યાર ખબર લે)એ રાગ.

પીડાઉંછું હું વિરહથી, સખી શું કરૂં હવે,

કેવાં મોટાં પાપમેં, કર્યા પેલ ભવે—પીડાઊં. ૧
ધાવતાં મેં બાળ છોડાવ્યાં હશે અરે;
તેથી મારી આ દશા, આવીછે આ પળે—પીડાઊં. ૨
બ્રહ્મહત્યા કીધી હશે મેં, ગૌહત્યા અરે,
તે સર્વે પાપ એકઠાનાં, ફળ હવે મળે—પીડાઊંછું. ૩

(રડવા માંડેછે)

ચંચળ૦—બેન રૂક્ષ્મણી, આમ શું કરે છે? છેક ગાભરી કેમ બને છે? હોય સુખ દુઃખ માણસને માથે પડતાંજ આવે છે, તે ધૈર્યથી સહન કરવાં જોઇએ. આપણાં પૂર્વ જન્મનાં કર્મ તે પ્રમાણે ભોગવવું જોઇએ.

રૂક્ષ્મણી૦—એમ કરી સહેજે મન વાળવું જોઇએ, નહીંતો એજ શોચમાં સુકાઈ જઇએ, પણ બેની, હુંતો આ અસહ્ય દુઃખ વેઠવા કરતાં મરવું વધારે પસંદ કરૂંછું.

ચંચળ૦—તેનું કરવું શું? કાંઈ તે દુઃખ આપણાથી ટળ્યું? હવેતો સવારથી સાંઝ સુધી પરમેશ્વરનું સ્મરણ કરવું અને બરાબર વૈધવ્ય ધર્મ પાળવો એટલે થયું.

રૂક્ષ્મણી૦—વૈધવ્ય ધર્મ કેમ પળાય બેન? એક વખતજ જમવું, પથારીપર સુવું સફેદ ઓઢવું અને બ્રહ્મચર્ય વ્રત પાળીને રહેવું એતે કેમ થાય?

ચંચળ૦—એમ નહીં, એક નિષ્ઠાથી પ્રભુનું ભજન કરવું, અને મરનારનો શોચ કર્યા વગર ખુશીમાં દીવસ નિર્ગમન કરવા, એ વૈધવ્યધર્મ.

રૂક્ષ્મણી૦—એવો ધર્મ. મને કોઈ શાસ્ત્રકાર બતાવતા નથી, તેથી મારાથી તેમ થાય નહીં, અને શાસ્ત્ર પ્રમાણે મારાથી ચલાય નહીં એટલે છેવટે નર્કાધીકારી થવું એજ છે. મારા જેવી ભાગ્યહીણ દુનીયામાં કોઈ પણ નહીં હોય.

ચંચળ—બેન એતો બ્રાહ્મણ વાણીઆનો ધર્મ જો બીજી નાત હોયતો એક મુઓ તો બીજો.

રૂક્ષ્મણી૦—ત્યારે વળી બ્રાહ્મણ વાણીયાને કોણ ના પાડે છે? શાસ્ત્ર કર્તાતો સાફ લખી ગયા છે કે, જો પતી મરી જાયતો સ્ત્રીએ સતી થવું, તો તેને કોટાનકોટી વર્ષ લગણ સ્વર્ગ મળશે, એમ બને નહીંતો બરોબર વૈધવ્ય ધર્મ પાળવડે અને એમ પણ જો બની શકે નહીંતો પુનઃલગ્ન કરવું.

ચંચળ૦—એ સારૂં, હવે એવાં શાસ્ત્રોની ખોળ કરતો રેહે જે અને કરજે પછી નાતરૂં એટલે થયું. પણ સાંભળ બેન, એમ કરીએતો આખાં શેહેરમાં હો. હો, થઈએ, તેની તને ખબર છે? જો ના રેહેવાયતો પાંચે સાતે દીવસે ક્યાંક જઈ આવીએ એટલે પત્યું, કોઇને જાણતો થાય નહીં.

રૂક્ષ્મણી૦—મેર રાંડ અભાગણી, શીખામણતો સારી દેવા આવી છે? શાસ્ત્રના નિયમ પ્રમાણે કરતાં લોકો નિંદે તેથી ડરશું, અને બ્યભિચારના બુરા ફંદમાં પડી પ્રભુથી ડરવું નહીં અને તેનો ગુસ્સો વ્હોરી લેવો, અને ભવોભવ નર્કમાં સડ્યાં કરવું? તેની જરાએ ધાક રાખવી નહીં!

શીખામણતો સારી! હુંતો તને આજ દીવસ સુધી ઘણીજ ડાહી સમજતી, પણ તારી અક્કલ આજ જણાઈ.

ચંચળ૦—તને ગમે નહીંતો રહ્યું, હુંતો તને ભલા વાસ્તે કહેતી હતી તેમાં તને માઠું લાગ્યું તો રહ્યું, હવે શું છે? કરજે નાતરૂં. (જાય છે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ—અનંતરાયનું ઘર.

કમળાગવરી. અને રૂક્ષ્મણી.

કમળા૦—રૂખી, એ રૂખી, આમઆવ.

રૂક્ષ્મણી૦—આવી, બા. (આવે છે.)

કમળા૦—પેલી ચંચા તારી પાસે દરરોજ બપોરે આવે છે. તે હવે આવવા દેતી નહીં.

રૂક્ષ્મણી૦—કેમ, બા! શું છે તે! એના વગર મને કેમ ઠીક પડશે?

કમળા૦—રાંડ તને પણ ભમાવંવાદે? એતો રાંડ લુચ્ચિછે.

રૂક્ષ્મણી૦—ત્યારેતો બા નહીં આવવા દઉં, થોડા દીવસપર મને કહેતી હતી કે બાળીચાર કરવામાં હરકત નહીં.

કમળા૦—જો બેન, એવાંની શીખામણ માનીએ નહીં, તુંતો ડાહી છે, તે કહેવું પડે તેમ નથી, પણ જો એમ કરીએ તો પછી આપણે બધાંએ મરવું પડે.

રૂક્ષ્મણી૦—હા, બા, તેતો હું સમજુંછું પણ પેલી ચંચળની શી વાત કર, શું છે? તે કેમ જાણ્યું જે તે લુચ્ચિછે?

કમળા૦—ગઈ કાલે સાંઝરે, રાંડ પેલા મથુરીઆ સોનીના ઘરમાં ભરાઈ હતી, તેના લોકોને પડી ખબર, તે રાંડને પકડીને કર્યા ફજેતો.

રૂક્ષ્મણી૦—વારૂબા, તે મારી બચપણની ગોઠણ થઈ તેથી આવેતો મારાથી નાતો પડાય નહીં પણ જો તેને શીખામણ આપી સારે રસ્તે ચડાવું તો તેમાં કાંઈ હરકત જેવું છે?

કમળા૦—બેન, તને હજી સંસારનો વા વાયો નથી, તેથી તને ખબર નથી, જેટલી રાંડો એવે હરામ ચસકે ચડી તેટલી બધીને ગમે તેવી શીખામણ આપે તોય તેમની ટેવ ચુકે નહીં, એટલુંજ નહીં પણ ઉલટી બીજાને ખરાબ કરે, વાસ્તે તેવાની સોબતે ચડવુંજ નહીં

રૂક્ષ્મણી૦—ના, બા, તેતો તું ભૂલે છે, જો હમેશાં સારો ઉપદેશ દઈએતો સુધરેતો ખરી.

કમળા૦—શું સુધરે, પથ્થર? પેલી પંચભાઈની પોળની પેલા મગનાની બેન વીજળી, પેલા રામાનંદી બાવાના મંદીરમાં પકડાઈ હતી, તેને તેના ધણીએ, સારી સોબતે રાખી ઘણુંએ સમજાવી તો પણ રાંડનો હરામ ચસકો ગયો નહીં અને રાંડને સાસરામાંથી કાહાડી મેલી ત્યારે રહી. ત્યારે આ વગર ધણી વાળી કેમ રહે?

રૂક્ષ્મણી૦—સારૂં બા, હું એક બે વખત કહી જોઇશ, જો માનશે તો ઠીક નહીંતો પછી મેલીશ પડતી. (જાયછે.)

—:o:—

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રૂક્ષ્મણીનો મેડો.

### રૂક્ષ્મણી અને ચંચળ.

ચંચળ૦—બેન, હમણાં કેમ દીવસે દીવસે સુકાતી જાયછે!

રૂક્ષ્મણી૦—શું કરીએ બેન! દુનિયાંનાં સુખ ટળ્યાં, ત્યારથી સુકાવાનાજ દીવસ છેની?

ચંચળ૦—બેન તું તો આડી ચાલે અને અમારૂં કહ્યું માને નહીં, એટલે એમ થાયજતો, તને નાતરૂં તે કોણ કરવા દેશે? અને કદાચ કરશે તો નાતથી બહાર રેહેવું પડશે.

રૂક્ષ્મણી૦—તેમાં શુ થયું! ચોરીથી કંઈ નહીં રહીએ, બધા લોકોના દેખતાં પરણીને રહીશું તેમાં શી અડચણ?

ચંચળ૦—નાત જાતમાં વગોવાશો, તેતો અડચણ નહીં કેમ! અને આમાંતો કાંઈ હરકત મળેજ નહીં, બે સપાટા માર્યા કે થયું.

રૂક્ષ્મણી૦—ત્યારેજ તો, મથુર સોનીના ઘરમાં જે કુજેત ફાળકે ચડ્યાં હતાં તેથી આખા શેહેરમાં ઢંઢેરો પીટાવ્યો.

ચંચળ૦—તને કોણે કહ્યું!

રૂક્ષ્મણી૦—એ વાતને છાની રેહે! વાનતો વા પણ લઈ જાય, અમારી કેમ કોઈ વાતો કરતું નથી? જ્યારે એવું કરીએ ત્યારે ફજેત થઇએ, બાહાર જઇએ ત્યારે દસ જણ કાંકરી નાંખે, વીસ જણ ખુંખારા કરે, અને સત્તર જણ પડખે ચડીને સંભળાય નહીં એવા બોલ કહે, પણ જો એવું કરતા હોઇએ નહીં, તો કોઈ કહે ! અને કોઈ ડાંડ બોલે, તો ચોપડાવીએ ત્રણ પેહેડી સુધીની તે ચાલ્યો જાય સરખો.

ચંચળ૦—અને આમ શું બોલતાં નથી આવડતું, જે રસ્તામાં મશ્કરી કરે !

રૂક્ષ્મણી૦—ખરૂં, ગાળો ભાંડો તો પેલો, તમારા "જ્હાલા" સત્તર લડધાનાં નામ તમારા મોહોડાપર કહે, એટલે પછી નીચું જોઈ ચાલ્યાં જવું પડે.

ચંચળ૦—એ વાતતો ખરી, પણ કરવું શું !

રૂક્ષ્મણી૦—કરવી મારી પેઠે નિશ્ચય કે, જો કોઈ સારો ભણેલ ગુણી પુરૂષ મળે તો શાસ્ત્ર વિધી પ્રમાણે પુનર્લગ્ન કરવાં.

ચંચળ૦—ના, બા, એમતો થાય નહીં કેમકે—

રૂક્ષ્મણી૦—(ગુસ્સે થઈ વચમાં બોલી ઉઠેછે) અને આમ વ્યભીચારણ થાય કેમ ! રાંડ શરમાતી પણ નથી ! પ્રભુનો ડરતો છે નહીં અને જુઓ મોટી શરમાળ જે લોકનો ડર રાખવા લાગી ! તું લાજવાળી અને આબરૂદારછે તેતો મથુરાના ઘરમાં પેસાઈ ત્યારથી સર્વ લોકોના જાણવામાં છે.

વાતો કરશે તો મારી કરશે, છતાં મને હિંમત છે, કારણ હું લોકોનો ડર રાખતી નથી માત્ર પ્રભુનો ડર રાખુંછું.

ચંચળ૦—તારૂં કહેવું હવે મને હેયે બેસેછે ખરૂં, પણ મારાથી તારી માફક રેહેવાશે નહીં, વાસ્તે જલદી કરેતો થાય.

રૂક્ષ્મણી૦—જલદીથી તો એમ કે, જો તારી ચાલ તું સુધારીશ, તે બાબતમાં મારી ખાત્રી થશે અને કેથે સારો વર મળશે તો બે ચાર માસમાં કરીશ.

ચંચળ૦—બેન, હું આજથી તારા કહેવા પ્રમાણે ચાલીશ, પણ જોજે ચુકતી હો, લે જઉંશ હવે.

રૂક્ષ્મણી૦—પણ મારી શીખામણ યાદ રાખજે. (જાયછે).

# પ્રવેશ ૪ થો.

### સ્થળ--રૂક્ષમણીનો શયનગૃહ

### રૂક્ષ્મણી એકલી.

અરે હે નિયંતા પ્રભુ, તું મેરૂની રજ અને રજનો મેરૂ એક પળમાં કરવા સમર્થ છે. જે ભારતભૂમી આજથી હજાર વર્ષ પહેલાં વિદ્યાથી ભરપૂર હતી, જે ભૂમીમાં હજારો વિદ્વાનો થઈ ગયા, જે ભૂમીનાં શુરવીર રત્નો આખી દુનિયાંપર ચળકી નીકળ્યાં હતાં, અને જે ભુમીમાં અનેક જાતનાં શાસ્ત્રો પેદા થયાં, તેજ ભારત ભુમીને, હે અખિલ નિવાશી, નિરંજન નિરાકાર પરમેશ્વર ! તેં હાલ કેવી સ્થિતિ

માં લાવી મુકીછે ! તેની વિદ્યાનો લોપ કરી નાખ્યોછે, તેની અંદર વસનાર સરસ્વતિ દેવીને દુર નાંખી દીધી છે, તેનું શુરાતન હરી લઈ તેના પુત્રોને બેવકુફ, બંધાણી, બાયલા બનાવી મુક્યાછે અને ટુંકામાં કહીએતો તેનું જે તેજ હતું તે સર્વસ્વ હરી લીધું છે.

ઉદય તથા અસ્તનો તારો નિયમ જમીનના તલપુર ભાગથી તે મોટા અંડોને સરખી રીતે લાગુ પડેછે, તેજ રીતે જે ભરતખંડ એક વખત મહાન ઉદયથી આખી દુનિયાંમાં શોભા લઈ નીકળ્યો હતો, અને જેને લીધે બાહારના પરદેશી વારંવાર આવતા હતા અને હજી પણ આવવા વિચાર રાખેછે, તેનો હમણા તદન અસ્ત કરી નાંખ્યો છે,. પણ હે જગત્કર્તા જગદીશ્વર, હવેતો ઘણું થયું, તેના ઉપર જેટલી આફતો આવવી જોઇએ તેનાં કરતાં પણ વિશેષ આપત્તિઓ આવી પડી છે, અને તેના પુત્રો રાંકના જેવા, જે ધક્કો મારે તેને "જી, મેહેરબાન" કહે એવા થઈ ગયા છે, વાસ્તે હવે ઉદયનું પાસું તેને આપ. ઇંગ્રેજીમાં કહેવતછે કે When Calamities come, they do not come one by one but by batallions આપત્તિઓ આવેછે ત્યારે એક પછી એક આવતી નથી પણ એકદમ આવી પડેછે તે કેહેવત અમોને ખરી કરી બતાવીછે. રાજદ્વારી બાબતમાં જેવો અમારો અસ્ત થઈ ગયો છે તેવોજ ઘરસંસારી બાબતમાં થએલ છે. બાળલગ્ન,

શક્તિ ઉપરાંત કારંજવરા, પુનર્લગ્ન નહી કરવાં, સ્ત્રી કેળ-વણી નહીં આપવી; વગેરે અનેક ખરાબ ચાલોએ આવી અમારા ઘરસંસારી કિલ્લાને પણ તોડી નાખ્યો છે; વાસ્તે હે દીનદયાળુ પ્રભુ અમારૂં રક્ષણ કર. મારા જેવી દશલાખ વિધવાઓ મારા જેવાંજ, વિરહનાં અસહ્ય દુઃખથી રીબાય છે, તેમાં લાખો બાળવિધવા છે, તોપણ મારા હિંદુભાઇ-ઓમાં જે અજ્ઞાનરૂપી અંધારાએ પ્રવેશ કર્યોછે તેને લીધે તેમની આંખ ઉઘડતી નથી જે અમારાં પુનર્લગ્ન કરે. અરેરે! પારાશર સ્મૃતિ જે ખાસ કળીયુગને વાસ્તેજ લખેલ છે તેના સામું પણ કોઈ જોતું નથી. આવાં શાસ્ત્ર પ્રમાણે કરવાનાં કામમાં તેઓ પાપ માની બેઠા છે અને તેમની રાંડેલ વહુ દીકરીઓ જ્યારે કર્મ કરે છે, તેમના ઘરની સાત પેહેડીની આબરૂને લાંછન લગાડે છે અને બાળહત્યાઓ કરેછે, તેમાં તેઓ પાપ નહીં ગણતાં તે ચાલને ઉલટા પસંદ કરી રહ્યા છે. તેઓના આ ચાલને હું ધિક્કારૂંછું, અને તેમને પણ ધિક્કારૂં, પણ તેઓ અજ્ઞાન છે તેથી તેમ કરવાથી પણ શું? તેઓ કાંઈ તેથી મારૂં કહ્યું માનશે? નહીંજ, વાસ્તે તેઓ જ્ઞાન મેળવવાને ઉત્તમ રસ્તે ચડે એવી પ્રેરણા હે પ્રભુ! તું તેમનામાં બક્ષ.

આવા અજ્ઞાન માણસોની નિંદા કરવા કરતાં હાલના સુધારાના સાર્થીઓની નિંદા કરવી મને બહુ ગમે છે, તેઓ મોટાં મોટાં ભાષણો આપેછે, મોટી મોટી શીખામણો આપે

છે, પણ વખત પડે અળગા જતા રહેછે, પડખે ઉભા રહે એવાતો વિરલાજ છે. અત્યારે હું અબળા, દુ:ખની બળી જે બોલુંછું તેના પર હે પરમ કૃપાળુ પરમેશ્વર તું કંઈ નજર કર એવી મારી પ્રાર્થના છે. અને જેમ હું બોલુંછું તેમ મારા મનના વિચારમાં પણ દ્દઢ હોઊં અને જો કોઈ પણ કૂમાર્ગે આજ દીવસ સુધી ચાલી ના હોઊં તો તું મારા મનના મનોર્થ પૂર્ણ કરજે. (ઊંઘી જાયછે)



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રૂક્ષ્મણીનો ઓરડો.

### રૂક્ષ્મણી અને ચંચળ.

ચંચળ૦—કેમ, બેન કંઈ છે નવાજુની?

રૂક્ષ્મણી૦—ના, બા, કંઈ નથી. નવામાં એટલું કે આખા હિંદુસ્તાનમાં તારા તથા મારા જેવી દસ લાખછે.

ચંચળ૦—અહોહો! બેન જો એટલી બધી એકઠી થઈ એકદમ પુનર્લગ્ન કરે તો કેવડી મોટી નાત થાય?

રૂક્ષ્મણી૦—પણ આપણા વીચારને મળતી થોડીજતો.

ચંચળ૦—તોય શું? બસેં ચારસેંતો નીકળશે, તે શું ઓછો જથો કહેવાય! પણ થાય ક્યાંથી?

રૂક્ષ્મણી૦—બીજાનું આપણે શું? ધીરે ધીરે બધીઓએ સમજશે એટલે આવશે આપણી પાછળ, અને જેને જોર

ઘેર કુતરાં ભસાવવાં હશે, તે રેહેશે તે જથામાં.

ચંચળ૦—આપણે પુનર્લગ્ન કરીશું ત્યારે નાત બાહાર રેહેવું પડશે!

રૂક્ષ્મણી૦—તો શી ફીકર છે. જે બાપ ખાવા આપે નહીં, તેના ઘરમાં રહીને કરવું શું? તેમ જે નાત સુખ આપે નહીં તે નાતમાં રહીને પણ શું કરવું? મેલ એવી નાતમાં દીવાસળી.

ચંચળ૦—બેન એ બધું અત્યારે સુઝેછે, પણ જ્યારે છૈયાં છોકરાં થશે ત્યારે તેના સગપણ વંગેરેનુ કેમ કરશો?

રૂક્ષ્મણી૦—ત્યાં સુધી આપણા જેવી બીજી ૫૦ નહીં આવે? અને એટલી આવી તો પછી શી ફીકરછે?

ચંચળ૦—કેમ જાણ્યું જે ૫૦ આવશે! આવી નહીંતો?

રૂક્ષ્મણી૦—જેમ એકમાંથી આપણ બે થઈ, તેમ બે-માંથી ચાર અને ચારમાંથી આઠ ને એમ વધશે. જેને દુઃખ થશે અને જેની ફજેતી થશે તે તરત આવશે આ-પણી જોડે, એટલે આપણી નાત વધશે, તે જતે દીવસે હમણાંની નાત જેવડી, અરે તેના કરતાં પણ મોટી થશે, અત્યારથી એ બાબતની શી ફીકર?

ચંચળ૦—વારૂ બા, પણ તું કામ કરવે ઘણી ધીમીછે. કહેવતછે કે નાતરે જવું અને દાહાડા શા ગાળવા? વાસ્તે જલદીથી થાય તેમ કર.

રૂક્ષ્મણી૦—જો લોકની પેઠે હોય તો આ ચાલ્યાં, પણ

આતો છાનું કરવાનું, જો ખબર પડેતો વળી દુઃખના દીવસ.

ચંચળ૦—તારે ગમે તેમ કર હુંતો જાઉંછું બેન.(જાય છે)

—⁂—

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સુત્રધાર અને વિદુષક.

વિદુ૦—યાર હવે મજે પડશે.

સુત્ર૦—કેમ, ઠીક મજે પડવાની કે નહીં!

વિદુ૦—હા, યાર, બ્રાહ્મણમાં નાતરાંના ચાલનો સળો પેઠો. જો ભાઈ,હું તને પહેલાંથીજ કહેતો ન હતો જે "ભણે એટલી વંઠે" તે કંઈ ખોટું? જો આ તેમો પ્રત્યક્ષ દાખલો, કામનાં તીર વાગ્યાં તે ઝાલ્યાં શકાયાં નહીં તેથી નાતરૂં કરવા ઉભી થઈ.

સુત્ર૦—મૂર્ખ, તને ખબર નથી, પુનર્લગ્નનો ચાલ તો શાસ્ત્રા ધારે છે પારાશર રૂષીએ કહ્યુંછે કે

**नष्टेमृते पृवजिते क्लिबेच पतिते पतौ**
**पंचस्वापत्सु नारीणां पतिरन्योविधियते १**

અર્થ—ધણી મરી ગયો હોય, તેનો પતો લાગતો ન હોય, સન્યાશી થયો હોય, નપુંશક હોય અથવા પતીત હોય તો એ પાંચે વખતે સ્ત્રીએ બીજો ધણી કરવો. આ ઉપરથા સાફ જણાયછે કે શાસ્ત્રવેત્તાઓએ પુનર્લગ્નની છુટ આપી

છે, પણ હમણાના અણસમજુ બ્રાહ્મણ સઘળું ઊંધું લઈ બેઠા છે.

વિદુ૦—ભાઈ, જો શાસ્ત્ર પ્રમાણે હોયતો તેમાં આપણે વાંધો નથી, જો આ ચાલ થાયતો આપણેતો ખુશી થઇશું. એકતો વિધવાઓનું દુઃખ જશે, બીજું નાચા કુળવાળા વાઢાઓને પણ કન્યા મળશે. કારણ ઊંચ કુળવાળા પુનર્લગ્ન નહીં કરે, અને ત્રીજું માણસમાં વધારો થશે. આ ત્રણ ફાયદા છે તેથાં આપણે તો ખુશી થઇશું પણ તેઓને બીચારાંને તેજ ભદ્દા હેરાન કરશે, દંડશે, મારશે, સરકારમાં ફરીયાદ કરશે, અને પજવીને એટલી મુશીબત પાડશે કે કંઈ કહ્યાની વાત નહીં.

સુત્ર૦—અરે ભાઈ, તું હજી અજાણ્યો છે, સરકારમાં ફરીયાદ કરવા જશેતો તેમને દંડ થશે. કારણ સરકારે તો ૧૮૫૬ નો ૧૫ મો આકટ એટલા વાસ્તેજ કર્યોછે. જો તેઓને મારશે તો પણ ભદ્દાઓનેજ ચાંલ્લા થશે અને તેથી તેઓ ફાવવાનાતો નથીજ, પણ હિંમત ધરી કોઇ આગળ પડતા નથી એટલે લાચાર, પણ હવે ઠીક છે, ગાજવીજ હમણા ખુબ થએલ છે, વીજળી પણ ખુબ ઝબકારા મારેછે. તેથી થોડા દીવસમાં વર્ષાદ થશે એવી આશાછે.

વિદુ૦—ભાઈ ઘણાંએ વર્ષ દુકાળનાં ગયાં છે; હવે તો વર્ષાદ પડે અને જમીન ફળદ્રુપ થાયતો લીલા લહેર.

સુત્ર૦—અસ્તુ, તારા કહેવા પ્રમાણે થાઓ.

 (જાય છે.)

# अंक ६ ठो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—રૂક્ષ્મણીનો મેડો.**

**રૂક્ષ્મણી, પછીથી ચંચળ.**

**રૂક્ષ્મણી એકલી.**

હાય! હાય! હજીતે આમ ક્યાં સુધી દુઃખમાં દીવસ કાઢવા પડશે! કંઇ વાંચવાને પણ નવું નવું નથી મળતું જે વખત ગાળીએ, નવરાં બેઠાં એટલે તરત દુઃખની વાત સાંભરે (પટેલને) આવ્યા પટેલ.

પટેલ૦—જી, બા.

રૂક્ષ્મણી૦—જાને, લાઇબ્રેરીમાંથી કોઈ ચોપાનીયું કે ન્યુંસપેપર આવ્યું હોય તો લઈ આવ.

પટેલ૦—જઉંછું, બા.

( જાય છે અને થોડીવારમાં એક ચોપાનીયું લઇને આવેછે) લ્યો, બા.

રૂક્ષ્મણી૦—(લઇને) સારૂં (મથાળાપરના વિષયો વાંચીને) આહા! શું સારા વિષયો લખ્યાછે, લાવ વાંચવા માંડું (પુઠું ફેરવતાં નીચે પ્રમાણે જાહેર ખબર વાંચેછે )

**" જાહેર ખબર. "**

" બે સારા ગૃહસ્થ બ્રાહ્મણો પુનર્લગ્ન કરવાની ખુશી બતાવે છે; તેમની જોડે પુનર્લગ્ન કરવા જે કોઈ વિધવાના

મરજી હોય તેણે અમારા તરફ લખી જણાવવું. વિધવા મેળવી આપનારને રૂ૨૦) ઇનામ આપવામાં આવશે. બેઉ પક્ષની પુરી ખાતરી થયા વગર કોઇને પણ એક બીજાનાં નામથી વાકેફ કરવામાં આવશે નહીં". એડીટર

આ હા હા! આજ કેટલો લાભ થયો? આ ચોપાનીયું તેના નામ પ્રમાણે મારે માટેતો ખરૂં સદ્મિત્ર નીવડ્યું. હે પ્રભુ? મારાં નશીબમાં ફેરફાર કરવા તેં ધાર્યું હોય એમ જણાય છે. સુખ પછી દુઃખ અને દુઃખને અંતે સુખ એ તારો ખરો નિયમ છે તેની મને હવે ખાતરી થાયછે. હે દીનવત્સલ ભગવાન તેં મારા સામું જોયું તેથી હું તને વારંવાર નમસ્કાર કરૂંછું.

(ચંચળ આવેછે)

**ચંચળ૦**—બેન આજ તારો ચેહેરો ખુશીમાં દેખાયછે! છે કંઇ નવાજુની.

**રૂક્ષ્મણી૦**—આ જાહેર ખબર વાંચી ખુશી થાઉછું સાંભળ (જાહેર ખબર વાંચે છે).

**ચંચળ૦**—પ્રભુની ગતિ ઓરજ છે, જનમ્યાં એકજ ગામમાં, પરણ્યાં પણ એકજ ગામમાં, રાંડ્યા સાથે અને ફરીથી પરણશું તે પણ જોડેજ. વાહ! જગત્કર્તાની શી ખુબી છે!

**રૂક્ષ્મણી૦**—લાવ બેન, ત્યારે તે ચોપાનીયાના એડીટરને એક ચીઠી લખીએ.

ચંચળ૦—લે લખ બેન. (રૂક્ષ્મણી ચીઠી લખી રહે છે એટલે) કેમ લખી લીધી ?

રૂક્ષ્મણી૦—હા, કર સહી, જો મરજી હોયતો.

ચંચળ૦—વળી "મરજી હોયતો કેમ ? " (સહી કરેછે) આ ચીઠી કોની જોડે મોકલાવશું.

રૂક્ષ્મણી૦—ટપાલમાં (કાગળ પટેલને આપી ટપાલમાં નંખાવે છે )

ચંચળ૦—આજતો કુંસાર ખાવો જોઈએ.

રૂક્ષ્મણી૦ —જવાબતો આવવા દે, અત્યારથી આટલી ખુશી શાને થાય છે ?

ચંચળ૦—હું તારી શીખામણ પ્રમાણે ચાલી તો સારૂં થયું બેન, જે સુખ પામીશ, જો મેં તારૂં કહેવું માન્યું ના હોતતો આજતો મારા કોણ જાણે કેટલાક ફજેતા થયા હોત.

રૂક્ષ્મણી૦—હશે, ગઈ તિથી તો બ્રાહ્મણ પણ સંભારે નહીં, જે થયું તે થયું, પણ તે ફરીથી થાય નહીં તેમ કરવું, હોય માણસ છે તે ભૂલે.

ચંચળ૦—કાગળનો જવાબ ક્યારે આવશે ?

રૂક્ષ્મણી૦—ઘણું કરી પરમ દીવસે આવશે.

ચંચળ૦—બેન હવે રજા લઇશ. (જાય છે).



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—સદ્‌મિત્ર છાપખાનું

### પ્રતાપરાય તથા ગુલાબરાય.

પ્રતાપ૦—કેમ ગુલાબરાય, પેલી જાહેર ખબર બાબત ક્યાંથી લખાણ આવ્યું!

ગુલાબ૦—ના, ભાઈ, હજી આવેલ નથી, આવશે કે તરત તમને જાણ કરીશ, તમને જેટલી ફીકર છે તેનાં કરતાં મને વધારે છે.

પ્રતાપ૦—તેતો ખરૂંજતો, પણ જલદીથી થાયતો સારૂં કારણ ઘણા દીવસ જાયતો વાત ફેલાઈ જાય અને ચર્ચા થાય.

ગુલાબ૦—તો શું થઈ ગયું? કરવા બેઠા પછી ડર શાનો? અને ઉતાવળ શા વાસ્તે કરવી! ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર, વાસ્તે ભાઈ ધીરજ રાખવી.

નેપથ્યમાં (ગુલાબરાય મનમોહનરાય હયે?)

કોણ છે!

પટાવાળો૦—તુમારા કાગજ હયે.

ગુલાબ૦—(લઈને ઉપરની છાપ વાંચે છે) આ કાગળ તો અહીંનોજ આવ્યો હોય એમ જણાય છે.(ફોડીને મનમાં વાંચી) લ્યો રાયજી, માગતા હતા તે આવ્યું.

પ્રતાપ૦—શું તેજ બાબતનો કાગળ!

શુક્લાભ૦—હા, સાંભળો.

તા. ૨૨-૧૧-૭૯

"મે. સદ્‌મિત્રના અધિપતી સાહેબ.
મુ. કાગદી ઓળમાં"

"આપના તરફથી પ્રગટ થતાં માસિક સદ્‌મિત્રનો છેલ્લો અંક અમને આજે મળ્યો, તેનું પુઠું ફેરવતાં, તેમાં જે જાહેર ખબર છાપેલી છે, તે અમારા વાંચવામાં આવવાથી અમને એટલો બધો આનંદ થયોછે કે જે જણાવવાને અમારી કલમ ચાલી શકતી નથી.

અમે બેઉએ વિધવાનો વેષ એકજ અરસામાં ધારણ કરેલ છે માત્ર ત્રણ માસનો ફેર હતો, તે વેષ ધારણ કર્યાને ચાર વર્ષ થઈ ગયાં છે તે દીવસથી આજ સુધી અમે કેવાં સંકટ સહ્યાં છે તે જણાવતાં એક મોટું પુસ્તક ભરાય, પણ આપ જેવા સુજ્ઞ માણસથી તે અજાણ્યા હશે નહીં.

રંડાપો મળ્યો ત્યારથીજ, અમે નિશ્ચય કરેલો હતો કે જો કોઇ હિંમતવાન પુરૂષ મળેતો પુનર્લગ્ન કરવાં, અમારો આ વિચાર આપની મારફતે પાર પડશે, એમ તમારી જાહેર ખબર સુચવે છે, તેથી આ પત્ર લખેલ છે.

જે મહાન પુરૂષો પુનર્લગ્ન કરવા ચાહાય છે તેમની દરેકની ઉમર કેટલી છે ? તેમનો અભ્યાસ કેટલોછે ! તેઓ શું નોકરીપર છે ? વગેરે બાબતોથી અમને વાકેફ કરશો.

જો તેઓનાં નામ અમને બતાવશો તો અમે તમારો મોટો ઉપકાર માનશું.

લી. જવાબની આપેક્ષા ધરાવનાર
રૂક્ષ્મણી અનંતરાય
ચંચળ નરોતમરાય.

**પ્રતાપ૦**—વાહ! આ બેઉને ઓળખી, પેલા અનંતરાયની રૂક્ષ્મણી સારી રીતે ભણેલી, વિદ્વાનમાં ખપે એવી, સર્વ ગુણસંપન્ન અને રૂપમાં પણ સારી છે. તેમ ચંચળ પણ થોડું ભણેલ છે. મારાં નશીબમાં મેં ધાર્યું હતું તેમજ થયું.

**ગુલાબ૦**—આનો જવાબ લખીને મોકલાવીએ.

**પ્રતાપ૦**—તે ચીઠીમાં નામ ઠામ સુદ્ધાંત લખજો અને હું પણ એક ચીઠી લખીશ. ટપાલમાં મોકલાવવા કરતાં આપણા જેસંગ જોડે મોકલાવીએતો શી હરકત?

**ગુલાબ૦**—કાંઈ નહીં.

**પ્રતાપ૦**—વારૂ, ત્યારે હું જઉંશ. તમે ચીઠી લખી મારી પાસે મોકલાવજો એટલે હું જેસંગ જોડે અનંતરાયને ત્યાં મોકલાવીશ. (જાયછે).

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—રૂક્ષ્મણીનો મેડો.

## રૂક્ષ્મણી પછીથી જેસંગ અને ચંચળ.

**રૂક્ષ્મણી૦**—મનેતો કાંઈ કામકાજ સુજતું નથી, વાંચવું પણ ગમતું નથી, અને પેલા કાગળની બાબતમાંજ વિચાર આવ્યા કરે છે. હે પ્રભુ! જે શખ્સનો વિચાર પુનર્લગ્ન કરવાનો હોય, તેમની મરજી ચંચળની તથા મારી સાથે પરણવાની થાય એવી પ્રેરણા કરજે.

નેપથ્યમાં (રૂક્ષ્મણી બેન, રૂક્ષ્મણી બેન).

કોણ છે?

**જેસંગ૦**—એતો હું જેસંગ.

**રૂક્ષ્મણી૦**—કેમ ભાઈ?

**જેસંગ૦**—આપની ચોઠીછે તે લ્યો.

**રૂક્ષ્મણી૦**—લાવો ભાઈ (ચોઠી લેછે અને જેસંગ જવા માંડે છે તેને) જરા ઉભા રેહો ભાઈ (કાગળ ફોડીને વાંચે છે).

સદમિત્ર છાપખાનું તા. ૨૩–૧૧–૭૯

પુનર્લગ્નના કામમાં ભાગ લેનાર

રૂક્ષ્મણી તથા ચંચળ.

તમારો ગઈ કાલની તારીખનો પત્ર પોહોંચ્યો છે, વાંચી વીગત જાણી છે. તમારાં નામ વાંચતાંજ તમારી તરફની

વધારે ખાત્રી લેવાની જરૂર નથી એમ જાણી અમે તે બેઉ શખ્સનાં નામ જણાવીએ છીએ.

એક શખ્સ આજ શેહેરમાં માંડવીની પોળનો રેહેનાર મારો પરમ મિત્ર જાની પ્રતાપરાય શંભુરાય છે, તેની ઉમર ૨૫ વર્ષની છે, બી. એ. માં પાસ થએલછે અને અહીંની હાઇસ્કુલમાં પહેલા આસિસ્ટંટ માસ્તર છે.

બીજો સખ્સ પણ તેટલીજ ઉમરનો છે, મેટ્રીક્યુલેશ ન-માં પાસ થએલ છે, અને જેના નામની નીચે સહી છે તેજ છે.

આ બે સખ્સની સાથે જો તમારી બનેની પુનર્લગ્ન કરવા મરજી હોય તો લખશો.

લી. ગુલાબરાય મનમોહનરાય
સદ્‌મિત્રનો અધિપતી

(બીજી સહી વાંચે છે)

માંડવીની પોળ તા. ૨૩—૧૧—૭૯

આજે તમારી ગઈ કાલની લખેલ ચીઠી મારા મિત્ર ગુલાબરાય પર આવી તે મારા વાંચ્યામાં આવી.

તમે કેટલું જ્ઞાન ધરાવોછો તે વાત મેં ગયા પાંચ માસ-થી જાણી છે અને એજ અરસામાં મારે પણ પુનર્લગ્ન કરવાની મરજી થઈ.

તમારૂં જ્ઞાન, તમારા આવા સારા વિચાર તથા તેની જોડે તમારી આવી હિંમત જોઈ હું ઘણોજ ખુશી થાઊંછું.

અને આવુંજ જ્ઞાન, વિચાર અને હિંમત ધરાવનારને મારી અર્ધાંગના કરવા મારો વિચાર હતો તે પ્રભુ પાર પાડશે.

મથાળાપર તમારૂં નામ લખેલ નથી તેથી માફ કરશો. કારણ વિશેષણ વગરનું લુખ્ખું નામ શોભે નહીં અને કયું વિશેષણ લગાડવું ઘટિત છે તે બાબતના વિચાર ઘુંચવણમાં નાખે એવા હતા.

લી. ઉમેદવાર

પ્રતાપરાય શંભુરાય.

**રૂક્ષ્મણી૦**—(વાંચીને) વાહ! ધારવા પ્રમાણે થયુંતો ખરૂં (જેસંગને) જેસંગ, ઘાસીરામનીપોળમાં મારી બેન ચંચળ રહેછે તેને મોકલતા જજો અને પાછા સાંઝે આવજો.

**જેસંગ૦**—સારૂં બા. ( જાય છે અને થોડી વારે ચંચળ આવે છે )

**રૂક્ષ્મણી૦**—લે વધાઈ, એક દિવસ વહેલી

**ચંચળ૦**—શી વધામણી છે કહેતો ખરી?

(રૂક્ષ્મણી બન્ને ચીઠીઓ વાંચે છે)

તારેતો પ્રીતમની ચીઠી પણ સાથેજ છેની?

**રૂક્ષ્મણી૦**—અને તારે હવે આવશે.

**ચંચળ૦**—બેન વેહેચણ પણ કરી લીધી કે!

**રૂક્ષ્મણી૦**—એઓએજ કરીછે, મેં નથી કરી.

ચંચળ૦—ઠીક લખ ત્યારે ચીઠી, હું પણ એમનાપર લખુંછું.

રૂક્ષ્મણી૦—વાહરે પ્રીત! પરણ્યાં અવલ એમને પણ થયા કે!

ચંચળ૦—નથી થયા તો થશે.

રૂક્ષ્મણી૦—પેલા જેસંગને મેં સાંઝે આવવાનું કહ્યુંછે, વાસ્તે તું તે વખતે આવજે, પછી ભદ્રકાળીનાં દર્શન કરવા જવુંછે. ત્યાં તેઓને બીજી હકીકત પુછી લઇશું.

ચંચળ૦—વારૂ બા. (જાય છે)

રૂક્ષ્મણી૦—(ચીઠી લખીને) હવે હું ઠેકાણે પડીશ. મારાં નશીબ હવે ખુલ્યાં.

(બાજુના ઓરડામાંથી અનંતરાય સાંભળે છે)

હું હમણાજ પરણુંછું એમ જાણીશ, કારણ પહેલી વખતનું મારૂં પરણેતર તો મને યાદ નથી તેથી પરણવામાં શી શી ક્રીયા થાય છે તેની પણ મને ખબર નથી તે હવે પડશે.

નેપથ્યમાં (રૂક્ષ્મણી બેન)

કોણ છે?

(હું જેસંગ)

જેસંગ ચંચળને બોલાવી લાવો જોઇએ

(જાઉંછું બા)

(થોડીવાર પછી ચંચળ અને જેસંગ આવેછે)

ચંચળ તેં તો ઘણીવાર લગાડી?

ચંચળ૦—જરા ઘરનાં કામમાં રોકાઈ હતી, બેન.

રૂક્ષ્મણી૦—ચીઠી લાવી!

ચંચળ૦—હા, લે (આપે છે.)

રૂક્ષ્મણી૦—(જેસંગને) જો આ બે ચીઠીઓ છે, તે-માંની એક (એક આપેછે) તારા શેઠને આપજે, અને આ બીજી, (બીજી આપે છે) ગુલાબરાયને આપજે.

જેસંગ૦—ઠીક બા, (જાય છે)

રૂક્ષ્મણી૦—કેમ ચંચળ, ભદ્રકાળી જઈશું?

ચંચળ૦—હા બેન, ચાલો.

રૂક્ષ્મણી૦—ત્યારે હું મારા કાગળો ઠેકાણે કરી લઉં.

ચંચળ૦—એમાં ઠેકાણે શું કરવા હતા? ઉપર વજન મુક્યું કે ઉડે નહીં.

રૂક્ષ્મણી૦—સારૂં ત્યારે. (ચોપડીપર બોજ મુકી જાયછે)

— ❧ —

# પ્રવેશ ૪ થો.

### સ્થળ. પ્રતાપરાયની હવેલી.

### પ્રતાપરાય પછીથી જેસંગ અને ગુલાબરાય.

પ્રતાપ૦—(મનમાં) જેસંગ હજી કેમ નહીં આવ્યો? છો-કરો રખડેલ છે, તેથી રમવા રહ્યો હશે, તેને કંઈ ખબર

છે કે આ જરૂરની ચીઠી છે તે જલદી લઈ જાઉં.

(જેસંગ આવેછે)

કેમ અલ્યા, આટલી બધીવાર લાગી?

જેસંગ૦—શેઠજી, ગુલાબરાયની ચીઠી હતી તે તેમને આપી ને પછી આવ્યો તેમાં, આ ચીઠી લ્યો.

પ્રતાપ૦—(ચીઠી લઈને વાંચેછે)

"પ્રાણનાથ"

ઉપરનો શબ્દ વાંચી તમને એકદમ ઘણું આશ્ચર્ય લાગશે એમ હું ધારતી નથી, તોપણ શાસ્ત્રવિધી પ્રમાણે, જ્યાં સુધી આપણો સંબંધ થએલ નથી ત્યાં સુધી અલબત એ શબ્દ અજાયબી પમાડે એવો અને અઘટિત છે. પણ માફ કરશો.

આપના વિચારને હું મળતી આવુંછું અને આ દુનિયાની અંદર જે ખરી ગ્રહસ્થાઈ કેહેવાય તે ભોગવવાનો પેહેલો દીવસ ક્યો નિર્માણ થયોછે, તે જાણવા ઉમેદ રાખુંછું.

આજ સાંઝે છ વાગે હું તથા મારી સખી ચંચળ ભદ્રકાળી જવાનાં છીએ, ત્યાં એ બાબતનો રૂબરૂ ખુલાસો મળશે એમ ધારૂંછું.

લા. થનાર અર્ધાંગના
રૂક્ષ્મણીના પાય લાગી પ્રણામ.

(ગુલાબરાય આવેછે)

ગુલાબ૦—કેમ ભાઈ, શું વાંચવામાં પડ્યા છો!

પ્રતાપ૦—જે વાંચવાથી તમે દશ મીનીટ મોડા આ-આ તેજ.

ગુલાબ૦—વારૂ, ભદ્રકાળી દર્શન કરવા આવશો!

પ્રતાપ૦—કહેનાં કે પ્યારીનાં દર્શન કરવા.

ગુલાબ૦—જેમ ધારો તેમ.

પ્રતાપ૦—હા ચાલીએ, પણ તમારાપરની ચીઠી ક્યાં છે!

ગુલાબ૦—તમારી ક્યાં છે?

પ્રતાપ૦—લ્યો (આપે છે)

ગુલાબ૦—(વાંચીને) મારી ચીઠીમાં પણ એજ પ્રમાણે બએન છે, ફક્ત વાક્ય રચનામાં ફેર છે, પણ મતલબ એકજ છે.

પ્રતાપ૦—વારૂ ચાલો ત્યારે. (જાય છે).

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ, ભદ્રકાળીનું મંદીર.**

**રૂક્ષ્મણી, ચંચળ, પછીત્રી ગુલાબરાય અને પ્રતાપરાય.**

રૂક્ષ્મણી૦—ચંચળ, કેમ વાર લાગી હશે!

ચંચળ૦—(લાંબી નજરે જોઇને) પેલા આવે.

(પ્રતાપરાય અને ગુલાબરાય આવી પોંચે છે)

પ્રતાપ૦—કેમ ચંચળ, ક્યારનાં આવ્યાં છો?

ચંચળ૦—થોડીવાર થઈ.

પ્રતાપ૦—શું પુછવાનું હતું!

ચંચળ૦—આપણે જે કામ કરવાનું ધારીએ છીએ તે સર્વ લોકના જાણવામાં કયે દીવસે આવશે.!

પ્રતાપ૦—રવીવારને દીવસે.

ચંચળ૦—ત્યારે તો બેજ દીવસ બાકી રહ્યા.

પ્રતાપ૦—હા. રવીવારને દીવસે સવારના સાત વાગે.

ચંચળ૦—કઈ જગોએ!

પ્રતાપ૦—પ્રાર્થના સમાજના મંદીરમાં.

ચંચળ૦—સારૂં હવે જઈશું.

રૂક્ષ્મણી૦—રજા આપે તો જવાય, કંઈ એમજ જવાય!

ગુલા.બ૦—પ્રતાપરાય, તમને તો ત્રણ દીવસ પેહેલાંથી-જ અખત્યાર આપ્યો.

રૂક્ષ્મણી૦—નાનાં છોકરાંનાં સગપણ કરેલ હોય, તેઓ જેમ એક બીજાનું નામ દેતાં નથી, તેમ આપણું પણ આજ સગપણ થયું જાણી જેમ ભવિષ્યમાં વર્તવું છે તેજ પ્રમાણે હમણાંથીજ વર્તવું.

ગુલાબ૦—ખરી વાત છે. હવે અમે જઈશું.

રૂક્ષ્મણી૦—અને ચંચળ. વળી વેહેલા મળજો.

પ્રતાપ૦—અને ગુલાબ. અને તમે પણ તેમજ (જાયછે)



# પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રૂક્ષ્મણીનો મેડો.

### અનંતરાય અને પછીથી રૂક્ષ્મણી અને ચંચળ.

અનંત૦—અહોહો! છોડીને ભણાવી તેથી જીવને કેટલો સંતોષ છે? તેણે મારા કુળને અને મને એબ લાગે એવું હજી સુધી કંઈ કર્યું નથી અને કરશે પણ નહીં. તેના આજના બોલવાપરથી જણાય છે કે, તે શાસ્ત્રવિધી પ્રમાણે પુનર્લગ્ન કરવા ચાહાય છે. અહાહા! શી ખુશીની વાત? તેણે ઘણુંજ સારૂં કર્યું, તેણે તેની મેળેજ આ ઉપાય કર્યા તેથી મારે વધારે ખુશી થવા જેવું છે. પણ જોઉં તેના કાગળમાંથી કાંઈ ખબર પડેછે કે તેણે કોની જોડ જોડાવા વીચાર કર્યો છે. (કાગળોપર હાથ ઉપાડતાંજ પ્રતાપરાયની ચીઠી હાથે ચડેછે તે વાંચીને)

વાહ! જોડું પણ સારૂં મળ્યું, હે પ્રભુ તેં મારી પુત્રીને સદ્‌બુદ્ધિ આપી તેટલા વાસ્તે હું તને વારંવાર નમસ્કાર કરૂંછું અને હે પુત્રી, ત પણ મારા નામને કલંક નહીં લગાડતાં શાસ્ત્રનાં વચન પ્રમાણે ચાલવાનું કર્યું તેથી અખંડ સુભાગ્યવતી રહે એવી તને મારી આશીષ છે.

(રૂક્ષ્મણી અને ચંચળ પ્રવેશ કરેછે અને અનંતરાયને જોઈ સ્તબ્ધ બની જાય છે.)

આવો બેટા, કેમ ચુપ થઈ ગયાં? કહીં ગયાં હતાં?

**રૂક્ષ્મણી૦**—ભદ્રકાળીનાં દર્શન કરવા ગયાં હતાં, બાપા.

**અનંત૦**—બેન, તું આજ દીવસ સુધી સત્યને માર્ગે ચાલી છે, અને હવે થોડા દીવસ બેઠું રેહેવું છે એટલા માટે શાવાસ્તે જુઠું બોલે છે?

**રૂક્ષ્મણી૦**—ખરેખર બાપા, અમે ભદ્રકાળી ગયાં હતાં.

**અનંત૦**—ખરી વાત, પણ શું કરવા.?

(રૂક્ષ્મણી નીચું જોઈ બોલતી નથી.)

બેટા, ત જે કરવા ધાર્યું છે તે સારૂં છે. આમાં તારો વાંક ફક્ત એટલોજ છે કે, તેં મને પુછ્યા વગર કરવા ધાર્યું, પણ અરે ભુલ્યું, તેમાં પણ તારો વાંક નથી, કારણ જો તું મને જાણ કરે અને કદાચ મારા મનમાં તે વાત ઉતરે નહીં તો ઉલટું બકરૂં કાઢતાં ઊંટ પેસે. બેટા તમે જે કરવા ધાર્યું છે, તેમાં મારી પૂર્ણ સમ્મતિ છે. તમે તમારાં લગનનો કયો દીવસ ઠરાવ્યો છે તે કેહેશો?

**રૂક્ષ્મણી૦**—રવીવારને દીવસે સવારમાં ૭ વાગે.

**અનંત૦**—વારૂ, ચંચળ, તું તે વખતે અહીં આવજે, એટલે આપણે ત્રણે ગાડી જોડાવી જઇશું.

**ચંચળ૦**—સારૂં હવે હું જઈશ. (જાય છે)

**અનંત૦**—અને રૂક્ષ્મણી આવજે બા.

**અનંત૦**—બેન, ચાલો વાળુ કરવા, તારી બાને વાત કરતી નહીં નહીંતો વળી પંચાત પડશે. (જાય છે).

---

# પ્રવેશ ૭ મો.

**સ્થળ—અનંતરાયનું ઘર પછી પ્રાર્થનાસમાજનું મંદીર.**

**અનંતરાય, રૂક્ષ્મણી, ચંચળ, પ્રતાપરાય, ગુલાબરાય વગેરે.**

ચંચળ૦—(અનંતરાયને) કાકા, કેમ ચાલીશું? સાડાછ થઈ ગયાછે.

**અનંત૦**—બેન, અમેતો તારી વાટ જોઇનેજ રહ્યા હતા, ગાડી પણ તૈયાર છે. ચાલો હવે. (બધાં ગાડીમાં બેસેછે અને પ્રાર્થનાસમાજના મંદીરમાં જાય છે.)

ગુલાબ૦—પ્રતાપરાય, હજી પેલાં કેમ નહીં આવ્યાં હોય?

**પ્રતાપ૦**—હમણાં આવશે, હજી દશ મીનીટ બાકીછે.

(ગાડી આવે છે અને અનંતરાય, રૂક્ષ્મણી તથા ચંચળ ઉતરે છે)

યાર, અનંતરાય જોડે છે!!!

ગુલાબ૦—દેવ જાણે, કેમ હશે.

**અનંત૦**—સાહેબજી, પ્રતાપરાય કેમછો?

**પ્રતાપ૦**—ખુશીમાં, આપની તબિયત કેમછે!

**અનંત૦**—આપને જોઇને વધારે ખુશી, આજનો દીવસ મારે તથા તમારે ઘણોજ ખુશી થવા જેવો છે. અને આપણી ન્યાતીમાં આપણે પહેલ કરીએ છીએ તેથી વધારે ખુશી થવા જેવું છે.

**પ્રતાપ૦**—અનંતરાયજી, માફ કરજો, કારણ આ કા-

મમાં મેં તમોને જાણ કરી નથી.

અનંત૦—તેમાં શું ! એ કામજ જાણ કરવા યોગ્ય નથી.

(પછી અનંતરાય, રૂક્ષ્મણી તથા ચંચળને કન્યાદાન આપેછે. બાદ સર્વે ભેળા થઈ ) પ્રાર્થના કરેછે.

ઉત્તમ દાહાડો આજ, બાઈઓ ઉત્તમ દાહાડો આજ૦ ટેક.
પરમ કૃપાળુ દીન દયાળે, સફળ કર્યાં સઉ કાજ. બાઈ.
હિંદુસ્તાન તણા આર્યોમાં, પુનર્લગ્નની દાઝ. બાઈ.
દુષ્ટ ચાલ તે ડુબાવી નાંખો, જેમ સાગરમાં ઝાઝ. બાઈ.
કર હૃપ જોડી શીશ નમાવી, લઈ પુજ્યાનો સાજ. બાઈ.
વીનતી કરો શ્રી પરીબ્રહ્મની, કૃપા કરશે માહારાજ. બાઈ.
પેહેલું કામ નિર્વિઘ્ને થયું તે, જણાવેછે માહારાજ. બાઈ.
"પુનર્લગ્નનો ચાલ ચલાવો, એ હુકમ કરો શિરતાજ" બાઈ.
પાય લાગી પરમેશ્વર પાસે, પ્રીતે પ્રણમી આજ. બાઈ.
આવી અક્કલ આપ હિંદુને, અરજ કરેછે સમાજ. બાઈ.

(પછી પાન અત્તર વેંચાયા બાદ બધા છુટા પડેછે)

અનંત૦—પ્રતાપરાય, તમે તથા ગુલાબરાય ચાલો આપણે ઘેર ત્યાંથી જમીને સહ કુટુંબ તમારે ઘેર પધારજો.

પ્રતાપ૦—ગુલાબ૦—સારૂં, ચાલો સાહેબ (જાય છે)

(જમી રહ્યા બાદ બેસેછે ત્યાં રૂક્ષ્મણી પ્રભુને અરજ કરે છે)

## કુમરીની ચાલ.

આપ હવે તું સારી મતી, મારા સ્વદેશી હિંદુ બંધુઓને (૨ વાર)

ઘણા દીવસ તક દુઃખ વેઠયુંછે, જ્ઞાનહીણ રહી મૂર્ખ જનોએ
આપ હવે તું. ૧
મદદ કર હવે પરમેશ્વર તું, સુધારા તણા સાથીઓને.
આપ હવે તું. ૨

(પ્રતાપરાય, રૂક્ષ્મણી, ગુલાબરાય, ચંચળ સઉ સહને ઘેર જાય છે.)

# અંક ૭ મો.

## સુત્રધાર અને વિદુષક.

વિદુ૦—કેમ યાર, ખુશી?

સુત્ર૦—હુંતો ખુશીછું પણ તું કેમ છે!

વિદુ૦—યાર, હુંતો લીન થઈ ગયોછું. જો દોસ્ત, આમ બરોબર પાંસરે પાંસરૂં ચાલે, તો આ હા હા! મને કેટલો બધો આનંદ થાય? દરરોજ લાડુ મળે અને લોકો પણ સુખી થાય.

સુત્ર૦—તને આ વાત પસંદ પડી કે નહીં!

વિદુ૦—મનેતો આ વાત ખૂબ ગમી.

સુત્ર૦—ત્યારે તુ વિધવાને સમજાવવા મંડ, અને કર વધારો.

વિદુ૦—સમજે એવી નથીતો, એક કહેશે નાતરૂં ના

થાય, બીજી કેહેશે મારો બાપ બડે અને ત્રીજી કહેશે મારી મા મારી નાંખે.

સુત્ર૦—તું ધીરે ધીરે સમજાવીશ તો બધું થશે.

વિદુ૦—વારૂ, તેમ કરીશ. હા યાર, ઠીક યાદ આવ્યું, પેલી ગંગા હજામડીને ઓળખે છે?

સુત્ર૦—હા, તેનું શું છે?

વિદુ૦—તેને કહીશ તે વિધવાઓને બરોબર સમજાવશે હું એને પક્કી રીતે સમજાવીશ એટલે વાંધો નહીં આવે. હું પણ સમજાવું તો ખરો પણ બૈરાં જોડે ખાનગી વાતો કરીએ તો લોકોને શક આવે, અને તેમાં વળી વિધવા જોડે કરવાથી વધારે શક જાય, અને આ વાત ખાનગી વગરતો કેહેવાયજ નહીં તેથી આપણી ગંગા કાકીને સમજાવીશ એટલે હરકતજ નહીં. બૈરાંઓને ખાનગી વાત કરવામાં કંઈ હરકત છે?

સુત્ર૦—હાજ તો—

વિદુ૦—હું તારા મનની વાત જાણી ગયો, પણ ગંગાનીતો આબરૂ સારી છે, તેથી કોઇને શક જાય નહીં. તેમ તેના લીધે બીગાડ પણ થાય નહીં.

સુત્ર૦—એમ હોયતો સહુથી સારૂં.

વિદુ૦—વારૂ પણ મોદક?

સુત્ર૦—કામતો પાર પાડ, પછી મોદક.

વિદુ૦—ઠીક ત્યારે આજથી તેમ કરીશ. પણ અત્યારે

મારૂં મનરંજન કરવું જોઈશે.

સુત્ર૦—શું જોઇએ તારે કહે!

વિદુ૦—કોઈ લાવણી ગાઈ સંભળાવતો પરયું.

સુત્ર૦—સાંભળ ત્યારે.

### લાવણી.

( તેરી ઉલફતમેં હુવા બદનામ—એ રાગ )

સુધારાના સાથી યારો, ધારી દાઝ હિમ્મત ધારો.
કુચાલો બાળલગ્ન જેવા, જાય ફરી નહીં આવે એવા
ઉપાયો તરત તમે સાધો, ખુશીથી કબુલે દેશ બાંધો

### ઝુલ.

મળી એકઠા સર્વ ભાઇઓ, નિશ્ચે[1] કરો મન માંય,
દેશ સુધારક કારજ કરતાં, ભલે જીવતો જાય,
કરો કુરબાન પૈસા સારો, ધારો દાઝ હિમત ધારો. ૧

કરજ કરી જમાડે છે નાતો,
પછીથી ખાય ઘણી લાતો,
પુત્રીને કુળ ઊંચે દેછે,
દુઃખના દરીયા દેખેછે.

### ઝુલ.

એક સંપ થઈ પચીશ પચાશે, કરી નાતનો ત્યાગ,
પુનર્લગ્નનો ચાલ ચલાવો, થાશે પુન્ય અથાગ,

---

૧. નિશ્ચય.

પુનરપી *જન્મ થકી ઉગારો—ધારી દાઝ. ૨

ભણાવો તમ પુત્રી પ્યારી,
જેથી પછી નહીં થાયે ખવાવી,
હુનરનો શોધ કરો ઝાઝો,
તેથી કરી દેશ થશે તાજો.

ઝુલ

દેશીકાપડ તણી દુકાનો, પસરે ગામો ગામ,
સ્વદેશનો હુનર વધશે ને, થાશે તમારૂં કામ,
ગરિબપર કરો ઉપકારો. ધારી. ૩

મોકલો વિદેશમાં ભાઈ,
તમારા પુત્રને હરખાઈ,
શીખે ત્યાંનો હુનર સારો,
તજી ન્યાતીના વિચારો,

પરમેશ્વરની કરી પ્રાર્થના, કામ કરો વિખ્યાત,
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્રવિણ, નથી નાતમાં જાત
વાત મણીશંકરની થાશે. ધારી દાઝ. ૪

વિદુ૦—બસ, બસ, યાર મને તો ફીદા ફીદા કરી નાંખ્યો અને તેજ પ્રમાણે બીજાને શીખામણ મળે તો બસ છે.

સુત્ર૦—તારા કેહેવા પ્રમાણે થાય, એવી પ્રાર્થના, હું અહરનીશ એક નિષ્ટાથી કરૂંછું.

---

*તેને લીધે એટલું બધું પુન્ય થશે કે ફરીથી જન્મ ધારણ કરવો પડશે નહીં, મતલબ અખંડ સ્વર્ગ મળશે. વાસ્તે તૈયાર થાઓ ને તે કામ કરો.

વિદુ૦—અને તે તને તેમાં મદદ કરશે એવી મારી ખાત્રી છે.

સુત્ર૦—અસ્તુ. (જાયછે)

વિનંતી સુધારાના સાથીઓને

દોહરો.

ન્હાનાનો સમુદાયપણ, સિદ્ધ કરે સૌ કાજ;
તૃણદોરે બંધાયછે, ગાંડો હસ્તિરાજ. ૧

(હિતોપદેશક.)



# સૂચના.



આ પુસ્તક નિચે લખેલે ઠેકાણેથી મળી શકશે.
જેને ખરીદવાની ઇચ્છા હોય તેણે પોષ્ટ-
પેડ પત્ર લખી મંગાવી લેવું.

---

**અમદાવાદ**— રા. રામજી આનંદજી પાસેથી, ઠેકાણું
મેડીકલ સ્કૂલમાં.

**ભરૂચ**—— જ્ઞાનોદય સભાના મંત્રી રા. નગીનલાલ
ચુનીલાલ શ્રીહર્ષ પાસેથી.

**પાળીયાદ**— મણિશંકર જગન્નાથ અધ્યારૂ પાસેથી
તથા છપાવી પ્રગટ કરનાર પાસેથી.

